પોતાની ન્યાત બહારના ચોથા વાર્ષિક દિવસની ખુશાલીમાં

# ઇમામી ઇસ્માઇલી અમલદારોને

લખેલા તેના કાગળો અને તેના ઘર આગળ મુકેલા પાટિઆ ઉપરથી

મુંબઈ પોલીસે

# રહેમતુલા ઇસ્માઇલ ત્રીજોરીવાળા

ઉપર ચલાવેલા કેસનો હેવાલ.

૨ જી પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટની કોર્ટ ... ... મજગામ.

કેસ નં૦ ૫૭૭૭/એસ ૧૯૧૭.

ઇન્સ્પેક્ટર ખાનબહાદુર મહુમદહુસેન ... ફરિયાદી.

વિરૂદ્ધ

રહેમતુલા ઇસ્માઇલ ત્રીજોરીવાળા ...તહોમતદાર.

---

## ભાગ પહેલો.

બીજો ભાગ છપાય છે. ] | કિંમત ત્રણ આના.

---

કેસની ચોપડી મંગાવનારે દરેક ભાગના પોસ્ટ સાથે સાડાત્રણ આનાની ટીકીટ મોકલી આપવી.

મળવાનું ઠેકાણું:—

રહેમતુલા ઇસ્માઇલ ત્રીજોરીવાળા,
ત્રાંબાકાંટા, પાયધોની, મુંબઈ.

૧૯૧૮

પબ્લીશર—રહેમતુલા ઇસ્માઇલ ત્રીજોરીવાળા,
ઠેકાણું—ત્રાંબાકાંટા, પાયધોની, મુંબઇ.
પ્રીન્ટર—મગનલાલ જમજીવનદાસ,
ઠેકાણું—શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી રસ્તો, મુંબઇ ૨.

# રહેમતુલાની નવી શોધની મજબુત ચોરી ગુજરાતી કૉપીરાઈટની પેટંટ ત્રીજોરીઓ.




ત્રીજોરી બંધ કરીને ચાવીઓ ત્રીજોરીની પાસેજ પડી હોય ને બીજાને મળી હોય તો તેનાથી ત્રીજોરી ખુલે નહી. ધણીની ગેરહાજરીમાં ત્રીજોરી ખોલે તો ધણીને ખબર પડે છે.

ત્રીજોરી અખંડ, દરવાજો અખંડ, પાછળ પીઠ અખંડ વાળેલી આગમાં બળે નહી; ચોરથી ખુલે નહી, ખોલે તો ચોરી પકડાય.

ત્રીજોરીઓ ફાયર પ્રુફ હોવાની ખાત્રી વિલાયતી ત્રીજોરીવાલા તેમજ ગમઠી ત્રીજોરીવાલા ગૉદરેજ સીવાય અમારી ત્રીજોરી સાથે એકજ આગમાં નાખી અંદરના કાગળ સલામતી કાઢી આપશે તેને રૂ. ૧૦૦૦)નું ઈનામ. બોલી એ કે અમારી કોઈબી ત્રીજોરી એ ઉપાડે ને અમે એની ત્રીજોરી ઉપાડીએ.

ત્રીજોરીઓ બહારથી જોવામાં એકજ સરખી કામમાં અને કીંમતમાં ત્રણ ગણો ફરક હોય છે. અમારૂં કેટલોગ મંગાવીને વાંચો તો ત્રીજોરીઓ અને તાળાં ખરીદતાં ઠગાશો નહીં.

## રહેમતુલા ઈસ્માઈલ ત્રીજોરીવાળા ઉપર પ્રેસીડન્સી મજીસ્ટ્રેટની કોર્ટમાંથી કાઢવામાં આવેલ ફુરમાન.

સેકન્ડ પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટની કોર્ટ,
મજગાંવ, ૨૧મી એપ્રીલ ૧૯૧૭.

ફુરમાન.

પોતાની કોમના આગેવાનો વિરૂદ્ધ શબ્દ અને કર્મરૂપી તેની વર્તણુંકથી જાહેર શાંતિને હેરાન કરવાનાં કાર્યો સદર-કોર્ટની હકુમતવાળી સરહદમાં રહેતા રહેમતુલા ઇસમાઇલ ત્રીજોરીવાળાએ કર્યા છે એવી સોગંદપૂર્વક ખાત્રીવાળી ફરિઆદ ઇન્સ્પેકટર ખાનબહાદુર મહોમદ હુસેન તરફથી કરવામાં આવેલ છે અને મળેલી ખબર પ્રમાણે અને વધારામાં જણાય છે કે કદાચ જાહેર શાંતિભંગનો પ્રસંગ આવે એવાં અનીતિમય કૃત્યો કરવાનું રહેમતુલા ઈસમાઇલ ચાલુ રાખે એમ સંભવે છે.

સાથેના સમન્સમાં જણાવેલ દિવસે અને સમયે મારી રૂબરૂ રહેમતુલા ઇસમાઇલે હાજર થવું અને એક વર્ષ પર્યંત શાંતિ ચાલુ રાખવા માટે એકજ જામીનથી રૂા. ૨૦૦) નો દસ્તાવેજ કેમ ન કરી આપવો જોઈએ એનું કોઈ કારણ હોય તો તે રજુ કરવું એવો હું આથી ફુરમાન કરૂં છું

આજે તારીખ ૨૧મી એપ્રીલ ૧૯૧૭

(સહી) ફ્રેન્ક ઓલીવેરા.
એ. સેકન્ડ પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ, મુંબઇ.

રહેમતુલા ઈસ્માઈલ ત્રીજોરીવાળા, મુંબઈ.

ઈન્સ્પેકટર ખાનબહાદુર મહોમદ હુસેને મઝગાંવ પોલીસકોર્ટના, સેકન્ડ પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટને કરેલી અરજ.

મુંબઈ, ૨૧મી એપ્રીલ ૧૯૧૭.

૫૭૭
એસ.

વિદ્વાન્ સેકન્ડ પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ સાહેબ,
મઝગાંવ પોલીસ કોર્ટ, મુંબઈ.

નીચેની ખબર રજુ કરવાને હું સમાન અરજ ગુજારૂં છું:—

સોખંડની ત્રીજોરીઓ અને તાળાંના વ્યાપારી તથા નિશાનપાડા રોડ પર રહેતા રહેમતુલા ઈસ્માઇલ ત્રીજોરીવાળા મુંબઇની ઈમામી ઇસ્માઈલી ખોજા કોમના એક મેમ્બર છે. '**રહેમતઅલા**' નામે એક પત્ર, કે જેમાં ઘણે ભાગે તે ઇસ્માઇલી જમાતના નેતાઓ અને સભ્યોની વર્તણુંક સંબંધી ચર્ચા કરતો, તે પ્રગટ કરતો હતો.

જમાતકૌંસિલની કેટલીક સૂચનાઓ પ્રમાણે ન વર્તવાથી ૧૯૧૩ની સાલમાં રહેમતુલા ઇસ્માઇલને ન્યાત બહાર મુકવામાં આવ્યો.

રહેમતુલા ઇસ્માઇલ પોતાના પત્રમાં તોફાની ફકરાઓ છાપતો, તે બાબત જમાત કૌંસિલરો તરફથી પોલીસ કમિશનરને ફરિઆદ કરાયેલી, અને તે ઉપરથી પોલીસ કમિશનર સાહેબે ઈસ્માઈલી જમાતની લાગણીઓ દુભવાય અને અશાંતિ ઉત્પન કરે તેવી બાબતો પોતાના પત્રમાં નહિ લાવવા તેને સલાહ આપી.

શાંતિભંગ કરે એવા સંભવની બાબતો પોતાના 'રહેમતઅલા' નામના પત્રમાં પ્રગટ કરવામાંથી અલગ રહેવા છેવટે ઑગસ્ટ ૧૯૧૬માં રહેમતુલા ઇસ્માઇલને પોલીસ કમિશનર સાહેબ તરફથી ફરમાવવામાં આવ્યું અને તેથી રહેમતુલાએ પોતાનું પત્ર પ્રગટ કરવું બંધ કીધું.

આના પછી જમાતના નેતાઓ અને સભ્યો લુટારા છે, ઠગ છે, વગેરે અર્થવાળાં પોસ્ટ કાર્ડ તેમજ કાગળો ઇસ્માઇલી જમાતના સભ્યો, નેતાઓ અને મેમ્બરોને તેણે લખવા માંડયાં.

તે પોતાના ન્યાતબહાર થયાના દિવસથી ખુશાલી જાહેર કરે છે અને તે પ્રસંગે પોતાના ઘર આગળ બૅન્ડ વગડાવે છે, પોતે જાતે નાચે છે અને પ્રસંગે આનંદ કરે છે.

ચાલુ માસની ૯મી તારિખે તેણે નિશાનપાડા રોડ પરના પોતાના ઘરની આગળ એક બોર્ડ મુકયું હતું અને તેમાં ગુજરાતી નોટીસ લખી હતી કે જેનું ભાષાન્તર આ સાથે સામેલ છે.

સદર માસની ૧૫મીએ તેણે પોતાના ન્યાતબહારની ચોથી ખુશાલી જાહેર કીધી. અને સવારે પોતાના ઘરની આગળ બૅન્ડ વગડાવીને હું જે પીઉં છું તે પ્રવાહી ચીજ જમાતના નેતાઓ અને કૌંસિલરોનું લોહી છે એમ બોલીને હાથમાં રાખેલા રૅસબરીના પ્યાલામાંથી થોડું થોડું પીતાં પીતાં નાચ્યો.

ઉપરોક્ત ગુજરાતી નોટીસ બોર્ડના ફેલાવાથી અને આગળ બૅન્ડ અને પોતાના નાચથી ખોજા ઇસ્માઇલીના

મેમ્બરોનું એક મોટું ટોળું આકર્ષાયું કે જે તે દેખાવથી એટલું તો ઉશ્કેરાઇ ગયું કે યોગ્ય વખતે જમાતના માણસો વચ્ચે પડયાં ન હોત તો શાંતિભંગનો એક ગંભીર બનાવ બન્યો હોત.

રહેમતુલા ઇસ્માઇલ ત્રીજોરીવાળાની ઉપર દર્શાવેલી વર્તણુંકથી ઇસ્માઇલી જમાતની લાગણી હાલ ઉશ્કેરાયલી છે અને વધતી ઉશ્કેરણીવાળી લાગણી શાંતિનો ભંગ અથવા જાહેરશાંતિને હરકત કરે એમ ભય રાખવાનું સબળ કારણ છે

આવા સંજોગોમાં ક્રીમીનલ પ્રોસીજર કોડના સેકશન નં૦ ૧૦૭ ને આધારે રહેમતુલા ઇસ્માઇલ ત્રીજોરીવાળા ઉપર યોગ્ય રસ્તો લઇ શાંતિ કાયમ રાખવાનો બંદોબસ્ત તેની પાસેથી કરાવી લેવા આપ નામદાર કૃપા કરશો એવી હું પ્રાર્થના કરૂં છું.

ઉપર જણાવેલ બીના નીચેના સાક્ષીઓ પુરવાર કરશેઃ—

(૧) હાજી મુખી લાડક. (૨) ઇસ્માઇલ ઇબ્રાહીમ ઊકા (૩) હબિબ લધા. (૪) રાજનભાઇ મેહરઅલી (૫) હબિબભાઇ રવજી (૬) એચ. સી. કે. ૧૨/૬૬ બકશુમીયાં છોટુમીયાં.

હું છું, સાહેબ,

આપનો ઘણોજ આજ્ઞાંકિત સેવક,

(સહી) હુસેન,

ઇન્સ્પેકટર ઓફ પોલીસ, સી. આઇ. ડી.

ઘર આગળ મુકેલા પાટિયાની નકલ.

બી/૧

ગરીબ ખોજાઓને આપખુદીથી ધર્મને બાને લુટ-નાર લુટારા બાહોશ, હુશીઆર અને કેળવાએલા ઇસ્માઇલી અમલદારો તમારા આપખુદીના હુકમને ખુદાની રહેમથી ચાલુ માસની તારિખ ૧૫મીએ ચાર વરસ વાજતે ગાજતે ખુશાલી સાથે પુરાં થાય છે તે ચાર વરસમાં ગરિબ ખોજા-ઓને આપખુદીથી લુટનાર ઈસ્માઈલી અમલદારો જેવા કે વારસ હબીબભાઈ પુનાનો વારસ ડાહ્યાભાઈ વેલજી મોટા કામડીઓ જાફરભાઈ પ્રધાન અનીતિનું વાએજ કરનાર મીશનરી એ ચારે દાનવની ઓછી વધતી સત્તા આપણા હાજર ઇમામે ખેંચી લેવરાવી મુર્શીદે ફરમાવ્યું છે કે નવે અવતારે નવ દાનવ છેદ્યા તે પ્રમાણે ગરિબોને હેરાન કર-નાર ઉપરના ઈસ્માઈલી અમલદારો ચાર દાનવની સત્તા ચાર વરસમાં ખેંચાણી અને પાંચમે ઇસ્માઈલી કૌંસિલ તેરીવારી હાજર ઇમામ જાણી બલીહારી. સેતાને ખુદાનું ફર-માન માન્યું નહિ તેથી લાનત ઉતરી અને તમોએ હાજર ઇમામના કાયદાનો ભંગ કરી ગરીબોનો હક લુટયો.

## ઇન્સ્પેકટર ખાનબહાદુર મહમદ હુસેન તકીની જુબાની.

ગીરગાંવ સેકન્ડ પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટની કોર્ટમાં

કેસ નં૦ ૫૭૭/એસ. ૧૯૧૭.

શહેનશાહ (ખાનબહાદુર મહમદ હુસેન ઈન્સ્પેકટર ઑફ પોલિસ સી. આઇ. ડી.)

વાદિ.

વિરૂદ્ધ

રહીમતુલા ઈસ્માઈલ ત્રીજોરીવાળા પ્રતિવાદિ.

તહોમત...ક્રી. પ્રો. કો. ૧૦૭.

તહોમતદાર તરફથી મી૦ તારાપોર સાથે મી૦ બેપ્ટીસ્ટા- તહોમતદાર કારણ દર્શાવવા ઈચ્છે છે.

**મહમદ હુસેન મહમદ તકી મુંબઈ સી. આઇ. ડી. ઇન્સ્પેકટરની જુબાની.**

હું તહોમતદારને ગત ચાર વર્ષથી ઓળખું છું. તે નિશાનપાડામાં રહે છે. અને અબદુલ રહેમાન સ્ટ્રીટમાં ત્રીજોરી અને તાળાંનો વ્યાપાર કરે છે. તે ઇમામી ઇસ્મા- ઈલી કોમનો છે. તે 'રહેમતઅલાં' નામનું પત્ર પ્રગટ કરતો સૂચના પ્રમાણે તેણે ઑગસ્ટ ૧૯૧૬ થી તે બંધ કીધું.

ગઈ એપ્રીલ અગિઆરમીએ મને પોલિસ કમિશનરે પોતાના તરફ આવેલી દશમી એપ્રીલની અરજી તપાસ માટે મોકલી તે મળી. તેના પર ૧૦૧ માણસની સહીઓ છે, હું તે રજુ કરૂં છું. નિશાની એકસ.

મારી તપાસ પરથી મને જણાયું કે એકસ/માં જણા- વેલ બાબતોમાં સત્ય હતું. જ્યારે એકસ/ને લગતી તપાસ ચાલુ હતી તેવા સમયમાં પોલિસ કમિશનર સાહેબને ૧૭ મી એપ્રીલની બીજી અરજી મળી. તેના પર તહોમતદારે

સહી કરી હતી. તેની સાથે એક ગુજરાતી લખાણુ હતું. ગુજરાતી લખાણુની અરજી સાથે નિશાનિ એ/.

એ. નો ઉતારો.

મુંબઇ, તા૦ ૧૭ મી એપ્રીલ ૧૯૧૭.

મુંબઇના પોલિસ કમિશનર સાહેબ જોગ,

મુંબઇ.

હું અરજ કરનાર ઇસ્માઈલી આગાખાની ખોજા સહી- મતલા ઇસ્માઇલ ત્રીજોરીવાળા મારી નમ્રતાપૂર્વક નીચે મુજબ અરજ એ છે કેઃ—

ખોજા ઇમામી ઈસ્માઈલી કોંસિલનાં આપખુદીનાં હુકમ અને કામને જાહેરીમાં લાવવા શરૂ કર્યાં તેના ચોથા વર્ષનો વાર્ષિક દીવસ ચાલુ માસના તારીખ ૧૫ મીએ હતો. તેની નાતને યાદ દેવાની ખાતર એક રજીસ્ટર કાગળ ઇસ્મા- ઇલી કૌંસિલના સેક્રેટરીને અને બીજા કાગળો જમાતના માણસોને પોસ્ટ મારફતે મોકલ્યા હતા અને તે કાગળની નકલ એક કપડાંનું પાટિઉ બનાવીને લખી હતી અને તે પાટિઉં મારા રહેવાના ઘરની બારી પાસે મુકયું હતું. અને ઉપર જણાવેલ કાગળની નકલ આપ નામદાર પાસે આ અરજી સાથે મોકલી છે.

ઉપર જણાવેલ પાટિઉં ચાલુ માસની તારિખ ૯મી એ મુકવામાં આવ્યું હતું. અને તા૦ ૧૦ મીએ સવારે નવ અને સાડાનવની વચ્ચે આલવારીયા મંડળીનો અમલદાર હબિ- બભાઈ લખા, કૌંસિલનો નોકર તારમામદ અને એક બીજો

માણસ મારા ઘર પાસે જ્યાં પાટિઉં લગાવ્યું છે. ત્યાં આવ્યા હતા અને પાટિઆમાંથી તેની નકલ ઉતારતા હતા તે વખતે હબિબભાઈ લધા ઉતાવળે અવાજે બોલ્યો કે ચાલુ માસની તારીખ ૧૫મીએ હું તને મારી નાંખીશ. તેણે મારી નાંખવાની જે મને ધમકી આપી તેની મેં દરકાર કરી નહી.

ચાલુ માસની તારીખ ૧૫મીએ આશરે સવારે સાડાઆઠ વાગે હબિબભાઈ લધા ઉપર જણાવેલી ટોળી સહીત મારા રહેવાના ઘર આગળ આવ્યા અને મારી બારીમાં પથરા ફેંકવા લાગ્યા હબિબ લધાએ મારી સામે મોટી બુમો પાડીને ચેલેંજ કીધી અને બોલ્યો કે તું નીચે ઉતર એટલે તને મારી નાખીએ. અને ઘણી ખરાબ ગાળો દેતો હતો. ત્યાર પછી આ માણસોએ મેં જે પાટિઉં મુકયું હતું તે ફાડી નાંખ્યું. અને મારૂં નામ પોકારીને મોટે અવાજે જેમ આવે તેમ ગાળો દેવા લાગ્યા.

આથી મને ધાસ્તી લાગી કે રખેને આ લોક ઉપર આવીને મારી ઉપર હુમલો કરે તેથી પાયધોની પોલીસ ચોકીની મદદ માંગવાને મારા ભાઈને મેં મારી દુકાને ખબર મોકલાવી કે હબિબભાઇ લધા અને તેની ટોળી મારા ઉપર હુમલો કરે છે વીગેરે-

મારો ભાઈ પોલિસ સ્ટેશન ગયો અને મી૦ પાવરને અરજ કરી તેથી તેણે પોલિસને મારા ઘરે મોકલ્યા. પોલિસનાં માણસો જોઇને હબિબભાઈ લધા અને તેની ટોળી વિખરાઇ ગઈ. પોલીસ આવ્યા અને ટોળી વિખરાઇ ગઇ ત્યારે હું મારી દુકાને જઈ શકયો.

મને ભય લાગે છે કે હબિબભાઈ લધા અને તેની ટોળી મારા ઉપર હુમલો કરે અને તે માટે હું આપ નામદાર પાસે અરજ કરૂં છું કે આ બાબતની અંદર હબિબભાઈ લધા અને તેની ટોળી જે ધાંધલ કરી મને હેરાન કરે છે તેને અટકાવવા આપ મહેરબાની કરી પગલાં ભરશો જે દયાના કામ માટે હું તમારો હંમેશને માટે આભારી થઈશ.

લી० તમારો તાબેદાર સેવક,

(સહી) રહેમતુલા ઇસ્માઈલ ત્રીજોરીવાલા.

રહેવાનું ઠેકાણું:—

ખડક દોસ્ત મામદ બીલ્ડીંગ પહેલે માળે.

દુકાનનું ઠેકાણું:—

ત્રાંબા કાંટા, પાયધોની, મુંબઇ.

( આગળ જુબાની ચાલુ )

મારી વિનતિથી સદર ગુજરાતીમાં લખેલ પાટિઆં તહોમતદારે મારી સમક્ષ આણ્યાં. આ એપ્રીલની ૧૬મીએ થયું. એ પાટિઆં નિશાનિ બી/.

તુટી ગએલ પાટિઉં કે જે લોકોને દેખાડવા મુશ્કેલ હતું તે બી./૧.

મારી તપાસના પરિણામ રૂપે મેં આ કોર્ટને અરજ કરેલી છે અને મારી પ્રાર્થના છે કે ક્રીમીનલ પ્રોસીજર કોડ સેકશન ૧૦૭ ને આધારે તેને શાંતિ સાચવવા બાંધી લેવો જોઈએ કારણકે તેની વર્તણુંક શાંતિનો ભંગ કરશે એવું મારૂં માનવું છે.

## ઉલટ તપાસ.

ફક્ત જે બાબત મેં તપાસ કરેલ છે તેજ તેનાં કૃત્યો ઉપરથી હું ભવિષ્યનું અનુમાન કરું છું. હજુ સુધી શાંતિનો કાંઇ ભંગ થયો નથી. કોઈ પણ વખતે શાંતિનો ભંગ થાય ખરો. તહોમતદાર ઉપર કાંઇ પણ ઉશ્કેરણીવાળી લાગણી નથી પોતાના ભાઈ સિવાય કોઇ માણસો તહોમતદાર જોડે રહેતા હોય તો તેની મને ખબર નથી. જેમની લાગણીઓ દુખાણી છે તે લોકો શાંતિનો ભંગ કરે એવો સંભવ છે. તહોમતદારે મુંબઈમાં તેમજ બહારગામ પોસ્ટ કાર્ડો લખેલાં છે. તહોમતદારે કૌંસિલના મેમ્બરોને તથા જમાતના માણસોને પણ પત્રો મોકલ્યા છે. આ ફરિઆદ પછી તહોમતદારે કાંઈ કાગળો લખ્યાનું મારી જાણમાં નથી. તહોમતદાર કોઇનું ખુન કરવાનો છે એવી કાંઇ ફરિઆદ નથી તહોમતદાર જોરથી શાંતિનો ભંગ કરે એમ તો મને ભય રહેતો નથી. પણ તેનાં લખાણ અને પાટિઆંનો ફેલાવો વગેરેથી એમ થાય ખરું. બી/૧ પાટિઉં આજવર્ષે પહેલીવાર મુકવામાં આવ્યું હતું. ફરીથી પાટિઉં મુકવા ધમકી તોહમતદારે આપી નથી.

' રહેમત અલ્લા ' પત્ર ક્યારે શરૂ થયું તે મને ખબર નથી. તે કેટલાંક વર્ષ ચાલ્યું. સદર પત્રમાં કૌંસિલનાં કૃત્યો પર ટીકા થતી તેનાં નામ બી/૧માં છે તે પ્રમાણે હતાં કે નહિ તે હું કહી શકતો નથી

( સહી ) ઍફ. ઍ.

## હાજીભાઈ મુખી લાડકની જુબાની.

હું જમીનદાર છું. મુંબઇની ઇસ્માઇલી કૌંસિલના સેક્રેટરીઓમાંનો હું એક છું. તહોમતદારને હું ઓળખું છું. તે અમારી જમાતમાં હતો. ખોજાઓ સંબંધી દુષ્કલંક લખાણો લખવાને પરિણામે તેને લગભગ ચાર વર્ષપર ન્યાત બહાર કરવામાં આવ્યો હતો. આગાખાન સાહેબની નીમેલી કૌંસિલને પોતાના મેમ્બરને ન્યાતબહાર કરવાને સત્તા છે. 'રહેમતઅલા'માં તહોમતદાર દુષ્કલંક બીનાઓ લખતો. આ પત્ર સુમારે એક વર્ષપર નીકળતું બંધ થયું. આ પછી તહોમતદારે કૌંસિલને સરનામે ઘણાક કાગળો લખ્યા. ઈમામી ઇસ્માઇલી કૌંસિલને લખેલ એક પોસ્ટ કાર્ડ તારિખ ૮મી જાન્યુઆરી ૧૯૧૭ નું રજુ કરું છું. નિશાની સી/.

સી/. નો ઉતારો.

મુંબઇ, તા૦ ૮–૧–૧૯૧૭.

ઇસ્માઇલી કોમને આપખુદીથી લુટનાર લુટારાના સરદાર વારસ હબિબભાઈ અને પગારદાર માણસ રોકીને કોમને આપખુદીથી લુટનાર કુલ કામડીઆં ગુલામહુસેન વારસ કાસમભાઈ તમોને ગઈ તા૦ ૩૦–૧૨–૧૬ ને દિને રજીસ્ટર કાગળ લખ્યો હતા પરંતુ તમો બેઉ ભાઈએ લીધા નહિ. અને મને પાછા મળ્યા તેમાં બીજા ઈસ્માઈલી અમલદારોએ રજીસ્ટર કાગળ લીધા પરંતુ તમો બેઉ ભાઇઓ જેમ દાખલા તરિકે કાઠીઆવાડમાં લુટારાઓ ગામ લુટીને ગીરમાં ભરાઇ રહે છે તેની માફક તમો ધણી થઇને ધરમને નામે કોમને

લુટો છો. તેની ફરિઆદી પણ આપણી કોમમાં કોઇ સાંભ-ળનાર છેજ નહિ. તેથી તમે કોમને લુટવામાં ફાવી જાઓ છો પરંતુ કોમને આપખુદીથી લુટનાર બેઉ ભાઇઓ યાદ રાખજો કે મોડે વહેલે તમારો કામ નામદાર સરકારની અદાલતમાં લાવવામાં આવશે ત્યારે જેમ દાખલા તરિકે મુંબઈનાં સખી અને પરેજગાર મુખી મેઘજીભાઈ મુલજી નામદાર સરકારની અદાલતમાં ખોટી જીભાની આપનાર તરિકે જાહેર થયો તેની માફક તમારાં આપ ખુદીનાં કામ અદાલતમાં આવશે ત્યારે તમો પણ દુનિઆમાં જાહેર થશો.

આની નકલ દરેક ગામના અમલદારોને મોકલી છે.

લખિતંગ

(સહી) રહેમતુલા ઈસ્માઈલ ત્રીજારીવાળા.

(આગળ જુબાની ચાલુ)

તા૦ ૮મી જાન્યુઆરી ૧૯૧૭નું જુમાભાઈ શેરી-ફને લખેલું પોસ્ટ કાર્ડ પણ હું રજુ કરૂં છું. નિશાની ડી/.

(ડી/. ની મતલબ સી/. પ્રમાણેજ છે.)

ડી/. નિશાનીનું કાર્ડ જુમાભાઇ શેરીફે મને સાંપ્યું. તે મારી કૌંસિલનો મેમ્બર છે.

તહોમતદારે કૌંસિલને લખેલ કાગળ હું રજુ કરૂં છું. તેપર તારિખ ૩૦મી ડીસેમ્બર ૧૯૧૬ની છે. નિશાની ઇ/–

ઇ/– નો ઉતારો.

મુંબઇ, તા૦ ૩૦–૧૨–૧૬.

મુંબઇની દરખાનાની કૌંસિલ અને મુખી કામડીઆ કાઠિઆવાડનાં વારસ હબિબભાઈ કાસમ અને કુલ કામડીયા

ગુલામહુસેનભાઈ વારસ કાસમ ઘેલેરાના વારસ રહેમતુલા અલીભાઈ અને કરાંચીનાં વારસ બસરીયાભાઈ ફદુ અને ઈસ્માઈલી કોંસિલને અરજ કરૂં છું જે:—

ગરિબ ખોજાઓને ઈસ્માઈલી અમલદારો આપખુદીથી હેરાન કરીને પૈસા કઢાવવાને રચેલો છટકો અને તેને તોડી પાડવાનો રહેમતઅલ્લાનો ફટકો.

આ નામની બુક છપાવીને બહાર પાડનાર છું. તેમાં નીચેની હકીકત છપાશે.

(૧) ગરિબો માથે આપખુદી ચલાવીને તેને હેરાન અને પાયમાલ કરો છે તેની જે અરજીઓ ઈસ્માઈલી અમલદારોને કીધી છે તે.

(૨) ખોજાઓના મૈયતને અટકાવીને પૈસા કઢાવો છો તે વિષે.

(૩) ખોજાઓના નીકાહ અટકાવીને આપખુદીથી પૈસા કઢાવો છો તે વિષે.

(૪) ખોજાઓને મીશનરી નામે પગારદાર રોકીને તેઓ આપણી કોમમાં બાઈઓ ભાઈઓની વચમાં અનિતિનું વાએજ કરે છે અને પોતાની આપખુદી ચલાવીને ગમે તેમ બોલે છે તે ઉપરાંત બાઈઓની ખાનગી મીજલસ ભરીને મીશનરીઓ

વાએજ કરે છે તેમાં બાઈમાણસોને આવવા દેતા નથી. જ્યારે જાહેર ભાઈઓ અને બાઈઓમાં મીશનરી અનિતિનું વાએજ કરે છે તો પછી બાઈઓમાં કેવું અનિતિભર્યું વાએજ કરતા હશે તે સમજવું ઘણું સહેલ છે. અનિતિભર્યાં વાએજને અટકાવવાને બદલે ખાનગી બાઇઓની મીજલસ ભરવાને અમલદારો ઉત્તેજન આપે છે તેનાં ભાષણ પણ બુકમાં છપાશે.

(૫) કાઠિયાવાડ, કરાંચી અને બીજા ગામમાં ઈસ્માઈલીને નામે જે કાયદાની બુકો બહાર પડી છે તે આપણા હાજર ઈમામે મંજુર કીધેલી હોય તો તેનો લેખીતવાર ખુલાસો આપવા મહેરબાની કરશો. કારણ કે તે કાયદાની બુકો ઉપર હું ટીકા કરવા માગું છું. તેથી હું ફરીથી ઈસ્માઇલી અમલદારોને યાદ આપું છું કે જો આપણા હાજર ઇમામે ઇસ્માઇલી કાયદાની બુક મંજુર કીધેલી હોય તો લેખીત ખુલાસો આપવા મહેરબાની કરશો. અગર આ અરજી કરવા છતાં લેખીત ખુલાસો આપવા મહેરબાની નહિ કરશો તો હું જે ઇસ્માઇલી કાયદાની બુક ઉપર ટીકા કરીશ તેના/જોખમદાર તમો ઈસ્માઇલી અમલદારોજ છો.

(૬) તમો આપખુદી ચલાવીને ખોજા એક ગામથી બીજે ગામ ધંધા વાસ્તે જાય તેના માથે ઈસ્મા-

ઘ્લીનો પાસ લખવાની ફરજ પાડીને પૈસા કઢાવો છો અને જે પૈસા નથી આપતા તેને તમો આપખુદીથી નાતબહાર કરો છો.

(૭) ઇસ્માઇલી ખોજા ઈશ્નાસરી ખોજા સાથે વાતચીત કરે ખાવે પીવે તેની પાસેથી પણ પૈસા કઢાવો છો અને જે પૈસા નથી આપતા તેને તમો આપખુદીથી નાતબહાર કરો છો.

બીજુ ઉપરની સાતે કલમોમાં આપણા હાજર ઈમામનો જે હુકમ હોય તેનો પણ લેખીત ખુલાસો ઉપરની તારીખથી દિવસ પની અંદર આપવા મહેરબાની કરશો.

અગર જો આપણા હાજર ઇમામનો હુકમ હોય અને મને લેખા નહિ આપશો અને હું તેના ઉપર ટીકા કરીશ તેનાં પણ જોખમદાર તમોજ છો. તેથી હું ફરીથી તમો માલીકને આજીજીથી અરજ કરૂં છું કે ઉપરની સાત કલમોમાં કોઈપણ કલમનો આપણા હાજર ઈમામનો હુકમ હોય તો લેખીત આપવા મહેરબાની કરશો. અગર જો તેમ નહિ કરશો તો હું જે ટીકા કરીશ તેનાં જોખદાર તમો સાબીતરજ છો.

આની નકલ મુંબઇની કૌંસિલ વારસ હબિબભાઈ ઘોલેરાનાં વારસ રહેમતુલા અલીભાઈ અને કરાંચીનાં વારસ બસરીઆભાઈ ફદુ અને કરાંચીની ઈસ્માઇલી કૌંસિલને રજીસ્ટર કીધી છે અને બીજા વારસોને કવરમાં મોકલી છે.

લી૦ રહેમતુલા ઈસ્માઇલ ત્રાંજોરીવાળાનાં યા અલીમદદ વાંચજો.

( આગળ જુઓ આગળ )

જુદી જુદી તારીખનાં બીજાં પોસ્ટ કાર્ડ અને કાગળો અમને મળ્યાં છે. આ લખાણને પરિણામે મારી લાગણીઓ દુખાઈ છે. પોતાના ન્યાતબહાર થયાના વાર્ષિક દિવસની ખુશાલી દર વર્ષે તહોમતદાર જાહેર કરે છે. તેને ૧૯૧૪ ના એપ્રીલની ૨૪ મીએ ન્યાતબહાર મુકવામાં આવ્યો. હિંદુ મહિનો ચૈતર છે અને મુસલમાન તારિખ ૨૧ મી સંવત ૧૯૬૮ જે આ વરસે તહોમતદારે વાર્ષિક ખુશાલી કયારે જાહેર કરી તે મને ખબર નથી. મને અમુક બાતમી મળી છે. જમાતના કેટલાક માણસોએ મને ફરિયાદ કરી અને તે બાબતમાં હિલચાલ કરવા મને જણાવ્યું. તહોમતદાર ક્યારનોએ ન્યાતબહાર થઇ ચુકયો છે તેથી કૌંસિલથી કાંઈ મહત્વનું થઈ શકશે નહિ એમ મેં તેમને કહ્યું. આવી જાતની ફરિયાદ કરનાર એક મુખતારનાનજી જયારે મેં કહ્યું કે કૌંસિલ કાંઈ કરી શકશે નહિ ત્યારે ઉશ્કેરાઈ ગયો. પછી પોલિસ હીલચાલ કરવાને હું પંજે ભાઇઓને ભેગા કરીશ એવું મુખતાર નાનજીએ કહ્યું.

તેના છપાવવાથી અને તે બાબતતે કૌંસિલ કાંઈજ કરી શકે નહિ તેથી જમાતમાં તેના વિરૂદ્ધ ઘણી ઉશ્કેરાયલી લાગણીઓ છે.

## મી૦ બેપ્ટીસ્ટા તરફથી ઉલટ તપાસ.

ઈસ્માઇલી કૌંસિલે એક નિયમની ચોપડી બહાર પાડી છે કૌંસિલના હકો અને ફરજો તેમાં આપેલ છે. આ મને બતાવેલી ચોપડી તે જાતની છે. નિશાની નં૦ ૧.

(નં૦ ૧ તે ઈસ્માઈલી કાયદાની બુક છે.) નિયમો પ્રમાણે જે કોઈ મેમ્બરને કાંઈપણ કહેવાનું હોય તે કૌંસિલના ધ્યાનપર લાવી શકે. હું તે કૌંસિલનો સેક્રેટરી અને ટ્રેઝરર છું. જ્યારે મને કાગળો મળ્યા ત્યારે હું ગુસ્સે થયો પણ હું જાણું છું કે કાયદાનો ભંગ કરીને હું તેનું માથું ફોડી શકતો નથી. મને તેમ કરવા ઈચ્છા થઈ આવી. મારી લાગણી એટલે સુધી ઉશ્કેરાઈ ગઈ એવો કયો પ્રથમ કાગળ હતો તે મને હાલ યાદ નથી. લગભગ ચાર વર્ષ ઉપર તહોમતદારને ન્યાતબહાર મુકવામાં આવ્યો અને તે મીશનરી ઉપદેશની ટીકા કરતો અને તેથીજ મારી લાગણીઓ તેના વિરૂદ્ધ ઉશ્કેરાઈ ગઈ. કૌંસિલના બીજા મેમ્બરો તેજ પ્રમાણે ઉશ્કેરાયા કે નહિ તે હું જાણતો નથી. મુખથાર નાનજીને મારી માફક લાગ્યું હતું તે મને ખબર છે. હું બીજા કોઈને ઓળખતો નથી. (સાંજના ૩—૩૦) તા૦ ૧૯—૫—૧૯૧૭.

(સહી) ઍફ. ઓ.

## હાજીમુખીલાડકની વધુ તપાસ.

મીશનરી ઉપદેશ સંબંધી કાગળ મારી પાસે છે કે નહિ તે મને યાદ નથી. તે કાગળ કૌંસિલને લખાયલો હતો. કૌંસિલને લખાયલા કાગળ કાંતો ફાઈલમાં મુકાય છે અથવા તો ફાડી નંખાય છે. તે કાગળ મીશનરી ઉપદેશ સંબંધી ફરીઆદનો હતો. જેનો સંબંધ છે તે ઉપદેશક જમાલભાઈ મેઘજી હતો. ફાઈલમાના બધા કાગળો મેં તપાસ્યા નથી. જમાલભાઈ મેઘજી જમાતખાતામાં ઉપદેશ કરતો. જમાતખાનામાં ઉપદેશ કરવાની રજા જમાલભાઈ મેઘજીને કૌંસિલે

આપી હોય તો તે મને યાદ નથી. જમાલભાઈનો ઉપદેશ અનીતિમય હતો એવી ફરયાદ તહોમતદારે કૌંસિલને કરી હતી. કૌંસિલ તરફથી જમાલભાઈને ઉપદેશ કરતો અટકાવવામાં આવ્યો. આગાખાને તેને અટકાવ્યો કે કેમ તેની મને ખબર નથી. જે કાગળથી હું ખીજાયો તે અનીતિમય ઉપદેશ સંબંધી હતો બીજા કોઇ કાગળે મને એટલો ખીજવ્યો હોય એમ મને સાંભરતું નથી. મેઘજીભાઇ મુલજી નામના કૌંસિલના એક મેમ્બરને છેલ્લામાં છેલ્લું લખાયલું પોસ્ટ કાર્ડ હું રજુ કરૂં છું તે ૧૯૧૭ના એપ્રીલની ૩ જી તારીખનો છે. નિશાની નં૦ ૨/ તેમાં નિશાની એ/ ના લેખનું લખાણ ફરીને છે. નં૦ ૨થી હું ચ્હીડાયો ન હતો. નિશાની નં૦ ૨/ ને પરિણામે કૌંસિલનો બીજો કોઇ મેમ્બર ખીજાયો હોય તો તે હું કહી શકતો નથી.

કૌંસિલના કાર્ય ઉપર કોઇપણ માણસ ગેરવાજબી ટીકા કરે તો તેથી મારી લાગણી દુખાય છે. જ્યારે તહોમતદાર પોતાના ન્યાતબહારના વાર્ષિક દિવસે ખુશાલી જાહેર કરે છે, ત્યારે પંજીભાઇઓની લાગણીઓ તેના વિરૂદ્ધ ઉશ્કેરાય છે. મને જાતે તો તે બાબત કાંઇજ દરકાર નથી કૌંસિલના બીજા કોઈ મેમ્બરની લાગણી દુખાય છે કે નહિ તે હું કહી શકતો નથી. તહોમતદારની ખુશાલીથી પોતાની લાગણી દુખાઈ છે એવી ફરિઆદ જમાતના કોઇ પણ આગેવાને મને કરી નથી પણ પંજીભાઈઓએ કરી છે. પંજીભાઈઓના આગેવાનોમાં અમારી કોમના છે. પંજીભાઇઓના આગેવાનો કે જેમણે ફરિઆદ કરી છે તેઓ મુખ્યત્યાર

નાનજી, અક્બરઅલીભાઈ કરીમ, રહીમભાઇ, નુરમહમદ, રહીમભાઈ મોલુભાઈ અને રહેમતુલાભાઈ લાલજી છે. પંજીભાઇઓએ કૌંસિલને કરેલી ૧૧ મી ડીસેમ્બર ૧૯૧૪ ની અરજીમાં તેમનાં નામ જોવામાં આવે છે આ જાતની બીજી ફરિઆદો પણ અમને મળી છે અમને ૧૯૧૫ માં એક મળી હતી પણ ૧૯૧૬ અને ૧૯૧૭ માં મળી નહતી ૧૯૧૭માં મુખથાર નાનજીએ નિશાની બી/૧ (પાટિઆ) સંબંધી મને મ્હોંડેથી ફરિઆદ કરેલી. તારિખ ૧૧ મી ડીસેમ્બર ૧૯૧૪ની અરજીની નિશાની નં૦ ૩.

નં૦ ૩/– નો ઉતારો.

મુંબઇ, ૧૧ મી ડીસેમ્બર ૧૯૧૪.

શીયા ઈમામી ઈસ્માઇલી કૌંસિલ જોગ,

મુંબઈ.

માનવંતા સાહેબો,

અમે પંજીભાઇઓ નીચેની અરજ ગુજારવા રજા લઇએ છીએ અને આશા છે કે તમે ધ્યાન આપશો. એટલે કે અમે આશા રાખીએ છીએ કે તે પર આપ માયાળુ ધ્યાન આપશો.

જો કે ગયાં બે વર્ષથી 'રેહેમતઅલા' પત્રના અધિપતિ રહેમતુલા ઇસ્માઈલ ત્રીજોરીવાળાને જમાતબહાર કર્યા છે છતાં પણ હજુએ તે મુંબઈ અને દેશાવરના કૌંસિલના મેમ્બરો અને અમલદારો ઉપર તેના પત્રમાં અયોગ્ય અને સખત ટીકાઓ કર્યા કરે છે. તેથી બધા પંજીભાઇઓની લાગણી

દુખાય છે. તેમ છતાંએ તમે પગલાં ભરશો એવી આશાએ અમે શાન્ત રહ્યા પણ એતો એક મોટા શોકની વાત છે કે આ બાબતમાં તમે કાંઇ પણ પગલાં લીધાં નથી. તમારી આ ઢીલ અને નમ્રતાનો લાભ લઇને સદર રહેમતુલા ઇસ્માઇલ આપણા દીન (ધર્મ) ઉપર હુમલો કરવા લાગ્યો છે એટલે કે તે ગેરવાજબી અને ન છાજતી તેને ગમે તેવી ટીકાઓ ઉપદેશકો વિરૂદ્ધ કરે છે જે વિષે તે પત્રના ૯-૧૧-૧૪, ૧૬-૧૧-૧૪ અને ૩-૧૨-૧૪ ના અંકો વાંચવાથી તમને ખાત્રી થશે. આ નછાજતા અને આધાર વિનાના લખાણુથી બધા ભાઇઓની લાગણીઓ દુખાઇ છે. જેને કૌંસિલે ન્યાતબહાર કર્યો છે અને જેને આપણા દીન સાથે કંઇ સંબંધ નથી તેવા માણસને એવી ગેરવાજબી અને ન છાજતી ટીકા કરવાને શો હક્ક છે? તમે તેના ઉપર કાંઈ વાજબી પગલાં નથી ભરતા તે એક મોટા અચંબા અને શોકની વાત છે.

તેથી અમે જણાવવા માગીએં છીએ કે આ અરજી પર તમો ધ્યાન આપો અને પત્રને સમુળું બંધ કરવા પગલાં ભરો કે જેથી આપણા બધા ભાઇઓને શાંતિ મળે. હાલ એજ અરજ.

તમારા આજ્ઞાંકિત સેવકો.

(સહીઓ) જુમાભાઈહાસમ, રહીમભાઈ નુરમહમદ, વલી મહમદલાડક, રહીમતુલા લાલજી, સફરઅલીભાઇ કરીમ, રહીમતુલા મુખીલાડક, રહીમભાઇ મોલુભાઇ, ઇસ્માઈલભાઈ વીરજી અને બીજા ૩૪.

(આગળ જુબાની ચાલુ).

૧૯૧૫ ની ફરિઆદ પણ નં૦ ૩/– ની માફક તહોમતદારના પત્ર સંબંધનીજ હતી. ઇસ્માઇલી અમલદારો અને કારભારીઓ તે જમાતનું કામ કરનારા માણસો છે. આ બધા માણસો કૌંસિલના મેમ્બરો હોય છે. આ માણસો કોમના આગેવાનો હોય છે હું કાંઇપણ આવક વેરો ભરતો નથી. મુંબઇમાં કે બહાર મારે કાંઇ જમીન જાગીર નથી મુંબઇમાં ખેતવાડી મધ્યે મારા કુટુંબની મિલ્કતમાં મારો હિસ્સો છે તે ઘરમાં અમે ચાર ભાગીદાર છીએ. અમે તેમાં રહીએ છીએ. મુનિસિપાલીટીએ તેને વાર્ષિક રૂા. ૧૩૦૦) માં આટકળ્યું ચુમારે એક વર્ષથી હું કાંઈ ધંધો કરતો નથી. આશરે આઠ વર્ષપર મુખથાર નાનજી નળીઆંનો વેપારી હતો. હાલ તે શું કરે છે તેની મને ખબર નથી.

કવિતા સિવાય એ/ બતાવવામાં આવ્યું–આ લખાણુ મને વાંધા ભર્યું લાગે છે. તે મારી લાગણીઓ દુભવે છે 'લુટારા "લુટનાર ઈસ્માઈલી અમલદાર" દાણુવો' અને 'સેતાની ખુદાનો' શબ્દોથી શરૂ થતા વાકય પ્રત્યે હું વાંધો દર્શાવું છું. આ લખાણુમાં જણાવેલ વારસ હબિબભાઈ તે કાઠિઆવાડમાં એક અમલદાર છે. પહેલાં તેને ન્યાતબહાર કરવાની સતા હતી. આ સત્તા તેની પાસેથી લઈ લેવામાં આવી છે. તહોમતદારના 'રહેમતઅલા' પત્રમાંના ફકરાઓને પરિણામે આ થયું. ડાબાભાઈ વેલજી તે પુનાનો વારસ છે. તે પુનામાં મીજલસો ભરતો. તેમ કરવાની તેની સતા પાછી ખેંચાઈ છે કે નહિ તેની મને ખબર નથી.

જાફરભાઈ પ્રધાન તે એક કામડીઓ (હીસાબ તપાસનાર) હતો. જે માણસ પૈસા એકઠા કરે છે અને રાખે છે તે મુખી છે. જાફરભાઈ પ્રધાને પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું. તેને કાઢી મુકવામાં આવ્યો ન હતો. તેના વિરૂદ્ધ કોંસિલને એક પણ ફરિઆદ થઈ ન હતી. પણ જેઓ તેની પાસે પૈસા માગતા હતા તેમણે આગાખાન સાહેબને અરજી કરી હતી. તે લોકોને બદલે પોતાના 'કામડીઆ' હોદ્દાને આધારે તેને તે મળ્યા હતા. જાફર પ્રધાને પૈસા પાછા આપ્યા અને રાજીનામું આપ્યું. એ/ માં કહેલ અનિતિના ઉપદેશક તે જમ લભાઈ મેઘજી છે.

**નિશાની સી/-** બતાવાયું 'જેઓ જુલમથી ઇસ્માઇલી કોમને લુટી લે છે એવા લુટારાઓનો સરદાર' અને 'કુલ કામડીઓ ગુલામ હુસેન વારસ કાસીમભાઇ કે જે હાથ નીચેનાં માણસો રાખી કોમને લુટે છે' 'પણ તમે બે અમલદારોતો કાઠિઆવાડના બહારવટીઆઓ કે જેઓ એકાદ ગામમાં તોફાન કરીને પછી ગીરના ડુંગરાઓમાં ભરાઈ જાય છે તેમની માફક સરદાર થઈને ધરમને બહાને કોમને લુટો છો' 'કોમને લુટવામાં તમે ફતેહ પામો છો' એ શબ્દો સામે હું વાંધો જાહેર કરું છું.

વારસ હબિબભાઈ અને કુલ કામડીઓ ગુલામ હુસેન કાસમભાઈ કાઠિયાવાડના રહીશો છે.

નિશાની સી/- કૌંસિલને લખેલ છે અને તેની નકલ દેશના જુદા જુદા ભાગમાં દરેક અમલદારને મોકલવામાં આવેલ છે.

કારણ કે આ લોકો પણ અમારી માફક આગાખાન સાહેબ તરફથી નિમાએલા છે તેથી અમારી લાગણી દુખાય છે. આ લોકો મુંબઈની કૌંસિલ જોડે સંબંધ રાખે છે. અમારી કૌંસિલની તેમનાપર કાંઇજ સત્તા નથી તેઓ આગાખાન સાહેબનેજ તાબે છે. તેમના કામમાં વચ્ચે આવવાનો અમને કાંઇજ હક્ક નથી. સી/– ની સત્યતા બાબત અમે કાંઈપણ તપાસ કીધી નથી. જેની ન્યાતબહાર કરવાની સત્તા ખુંચાઇ લેવાઇ તેજ માણુસ વારસ હબિબભાઈ છે.

**કોર્ટને જવાબ.** કોઈપણ શખ્સ કૌંસિલનો મેમ્બર ન હોય તો હું તેને કોમનો અગ્રેસર ગણુતો નથી. જેમના નામ મેં પંજીભાઇઓના આગેવાનો તરિકે આપ્યાં તે પણ તેજ વર્ગના આગેવાનો છે. આખી જમાતના નથી. તા૦ ૨૩–૫–૧૯૧૭.

(સહી) ફ્રેન્ક ઑલીવેરા.

**મી૦ તારાપોર તરફથી હાજી મુખી લાડકની વધુ ઉલટ તપાસ:** ઈ/– બતાવાયું. આ નિશાનીમાં હું ચોપડીના નામ સામે વાંધો લઉં છું. "આપ–ખુદી સત્તાથી ગરિબ ખોજાઓને હેરાન કરીને પૈસા કઢાવવા ઈસ્માઇલી અમલદારોએ મુકેલો છટકો તેને તોડી પાડવાનો 'રહેમત-અલા' નો ફટકો."

બીજા પેરેગ્રાફમાં "ખોજાઓનાં મુડદાંને રોકીને તેમની પૈસા કઢાવવાની........"

"ખોજાઓને પગારદાર મીશનરી તરિકે રાખવામાં આવ્યા છે વગેરે" આખા ચોથા પેરા સામે હું વાંધો લઉં છું.

આ પુસ્તક મારા હાથમાં આવ્યું નથી. તે પ્રગટ થયું છે કે નહિ તે હું જાણુતો નથી.

નિશાની એ/– માં હું ઉપર જણાવેલ પેરા સામે વાંધો ન લેતાં આખા લખાણુ સામે વાંધો ઉઠાવું છું.

જુલમથી પૈસા કઢાવનાર માણસ એવો અર્થ હું 'લુટનાર' શબ્દનો સમજું છું. કૌંસિલના મેમ્બર તરિકે હબિબભાઈ વારસ સંબંધી આ લખાયું છે. 'દાણુવ' શબ્દનો સંબંધ કૌંસિલના મેમ્બરોનાં કામ સાથે છે. તહોમતદાર કહે છે કે કૌંસિલના મેમ્બરો રાક્ષસો પેઠે વર્તે છે. મુંબઈના અમલદારોનો સંબંધ નિશાની નં૦ ૧/– માં છે. આમાંના કેટલાક તો મરી ગયા છે. હાલ ૧૭ અમલદારો જીવતા છે. નં૦ ૧/– માં ચાર મરી ગયા છે. નં૦ ૩, ૧૨, ૧૩ અને ૧૪.

નવા અમલદારો ૧ હાજીમહમદ રહીમ જીમલા એદીન, ૨ ઈસ્માઇલ ઈબ્રાહીમ ઉકા, ૩ જાફરભાઈ શેરમહમદ, ૪ મનજી ગુલામહુસેન ૫ મહમદઅલી નજરઅલી ચાહવાળા ૬ મુખી મેઘજી સુરજી છે.

મારી કૌંસિલના હુકમની સત્તાની સરહદ નં૦ ૧/– માંના બીજા નિયમ પ્રમાણે બંધાયલી છે. અમારી સરહદમાં જે ગુન્હો કરે તેનો અમે દંડ કરીએ છીએ. અમે કાંઈ કર નાખતા નથી. જેઓ એવા જણાય તેમને અમે ન્યાત બહાર કરીએ છીએ. જો કે અમને સત્તા છે છતાં પણુ અમે દફન અટકાવતા નથી. માત્ર ન્યાતબહાર મુકાયલાનિજ

દરગાહમાં દફન કરવા દેતા નથી. આ નિયમ લાંબા વખતથી ચાલ્યો આવ્યો છે અને અમે તેનો અમલ કરીએ છીએ.

જે લોકો પોતાનો ઠરેલો દંડ ભરતાં પાછા પડે છે તેમનું મૈયત અમે અટકાવીએ છીએ એવી વાત સત્ય નથી. અમને તેમ કરવા કાંઈ સત્તા નથી.

અમારી સરહદ બહારથી મુંબઈમાં આવનાર ખોજાઓ પાસે અમે પાસ માગીએ છીએ તે વાત સત્ય નથી. અમુક પક્ષ ઈસ્માઈલી ખોજા છે કે કેમ તેની ખાત્રી માટે અમે પાસ માગીએ છીએ અને તે લગ્ન પ્રસંગે બને છે. પાસનો અર્થ આવનાર માણુસ જ્યાંથી આવે ત્યાંના અમલદાર અથવા કૌંસિલનો કાગળ એવો હું કરૂં છું.

મુંબઈમાં પાસ મુખી કામડીઆ તરફથી અપાય છે. કૌંસિલના બીજા મેમ્બરોને તે સંબંધે કાંઈજ કરવાનું હોતું નથી.

એવા પાસ સિવાય મુંબઈમાં આવનાર કોઈ ખોજો બીજા ખોજાઓ જોડે વ્યાપારિક સંબંધ રાખી શકે છે.

જો કોઇ ઇસ્માઇલી કોમનો માણુસ બારભાય અથવા અસ્નાઅશરી યા સાથે લગ્ન કરે તો કૌંસિલ તેનો દંડ કરી શકે. એવા માણુસને ન્યાતબહાર કરવાની સત્તા પણુ કૌંસિલને છે.

હાલમાં બારભાયા અથવા ઇસ્નાઅશરીઓ સાથે પરણેલા માણુસો અમને મળી આવે છે. દફતર તપાસ્યા સિવાય તો તેવા કોઈને ન્યાતબહાર કર્યો છે કે નહિ તે હું કહી શકતો નથી.

બહારની જમાતના માણુસ સાથે જમવા બાબત કોઈ પણ મેમ્બર વિરૂદ્ધ કૌંસિલ વાંધો ઉઠાવે છે, તે સત્ય નથી.

શકસેદરની મૈયતમાં ભાગ લેતાં અમારી કૌંસિલ કોઈ શખ્સને અટકાવતી નથી. અનંત કાળથી ચાલતા આવેલા રિવાજો તુટે નહિ તે બાબત જોવાની તથા ઈનસાફ કરવાની સત્તા કૌંસિલને આગાખાન સાહેબે આપેલ છે.

કૌંસિલની સત્તાઓ નિયમોમાં જણાવેલી નથી (નિશાની નં. ૧/ નિયમ ૨ સત્તાનો સંબંધ છે. આગાખાન સાહેબ તરફથી કોઇ લેખી પુરાવો નથી.

ફકત તેના લખાણુપરથીજ તહોમતદાર પ્રત્યે ખરાબ લાગણીઓ થઇ છે. તે જમાતની બહાર છે તે કારણથી કૌંસિલ પ્રત્યે ફરિઆદ કરવાને તહોમતદારને કાંઇજ સત્તા નથી. પોતે ન્યાતબહાર થયો તે પહેલાં પણ તેણે ફરિઆદ કરી હતી.

શિયા ઇમામી ઈસ્માઈલી કૌંસિલને તા૦ ૭ મી ઑગસ્ટ ૧૯૧૨ નો તહોમતદારનો પત્ર હું રજુ કરું છું. તે વખતે તહોમતદાર જમાતમાં હતો. નિશાની નં. ૪/.

નં૦ ૪/ નો ઉતારો.

મુંબઇ, તા૦ ૭-૮-૧૯૧૨.

શીયા ઇમામી ઈસ્માઇલી કૌંસિલ જોગ:—

જત હું નમ્રતાઈથી અરજ કરું છું કે ગરિબ ઇસ્માઇલીને દુઃખ ઉપર ડામ અને આફતમાં ઉમેરો

કરનાર અમલદાર એપ્રીલ તારિખ ૨૦મી ૧૯૧૨ના આશરે એક ગરિબ કસમાઈલીના ઘરમાં પાંચથી ૭ માણસનુ પોષણ કરવાવાળો રૂ. ૨૦) થી રૂ. ૨૫) પગાર લાવતો હતો ને પોતાના કુટુંબનું ગુજરાન કરતો હતો. ખુદાની મરજી એવી થઇ જે પોષણ કરવાવાળો માણસને કોઈ જાતનો દરદ લાગુ પડયો અને એનો આખરી વખત આવ્યો ત્યારે ઘરનાં માણસે વિચાર કીધો કે આનો આખરી વખત છે હવે આપણે એની ધરમ ક્રિયા કરીએ. તે પછી એક માણસ શેઠ પુંજાભાઇ જશરાજને છાંટો નાખવા વાસ્તે બોલાવા ગીયો. તો શેઠ પુંજાભાઇ જશરાજે કહ્યું જે થાવરભાઈને બોલાવી જાઓ. ત્યારે તે માણસે થાવરભાઈને જઇને કહ્યું કે ચાલો ત્યારે થાવરભાઇએ કહ્યું કે તમે જાઓ હું આવુ છું. તે પછી થાવરભાઈ આવ્યા. જે માણસ આખરીવેળામાં હતો તેના કુટુંબે કહ્યુ કે એને છાંટો નાખો ત્યારે થાવરભાઇએ કહ્યું કે કેટલાનો છાંટો નાખું ? તો તેઓનાં કુટુંબમાંથી બોલ્યા કે સવા દશ રૂપિઆનો તે પછી થાવરભાઈએ કહ્યું કે રૂપિઆ રોકડા આપો તો છાંટો નાખું ત્યારે તેઓના કુટુંબમાંથી બોલ્યા કે હાલ રૂપિઆ અમારી પાસે નથી. તે પછી થાવરભાઇએ કહ્યું કે અમને અમલદારનો હુકમ છે કે રૂપિઆ લઈને છાંટો નાંખજો. તે પછી તેઓના કુટુંબમાંથી બોલ્યા કે અમે બીજા માણસને જામિન આપીએ છીએ તો થાવરભાઈએ કહ્યું કે અમે જામિન લેતા નથી. જે શખ્સને જામિન પડવા કહ્યું તે શખ્સે કહ્યું કે રૂપિઆ અમો તમને આપીશું તો થાવરભાઇએ કહ્યું કે નહિ અમને રોકડા આપો. ત્યારે જામિન

પડવાવાળો માણસ પોતાના ઘરે ગયો અને ઘેરથી રૂપિઆ લાવ્યો અને તેઓના કુટુંબના હાથમાં રૂપિઆ આપ્યા. તેઓના કુટુંબે રૂપિઆ થાવરભાઇને આપ્યાં તે પછી થાવરભાઇએ છાંટો નાખ્યો. હવે હું કૌંસિલના મેમ્બરોનું ધીઆન ખેંચું છું જે પાંચથી છ માણસનું પોષણ કરવાવાળાનો આખરી વખત આવી લાગ્યો. અને તે વખતે એનાં કુટુંબનાં દિલ કેવાં હશે? અને એના માથે આફત કેવી હશે? તેનો વિચાર કરવાનો હું તમારી મુનસફી ઉપર રાખું છું. હવે આવે વખતે અમલદારની ફરજ છે કે આવી આફતમાં આવેલા માણસને કંઈ પણ જાતની મદદ કરવી જોઈએ કે એની આફતમાં ઘટાડો થાય!

(આગળ જુબાની ચાલુ).

દફતરે જોયા સિવાય તેનો જવાબ અપાયો હતો કે નહિ તે હું કહી શકતો નથી. થાવરભાઈની વર્તણુંક સંબંધી તપાસ થઈ હોવીજ જોઈએ. પણ દફતરમાં તપાસ્યા સિવાય હું ચોક્કસ કહી શકું નહિ. ઠરાવ પણ રેકોર્ડપર હોવોજ જોઇએ.

૧૬મી સપ્ટેમ્બર ૧૯૧૨ના રોજ તહોમતદારે કૌંસિલને નામે બે કાગળો લખ્યા. હું તે રજુ કરૂં છું. નિશાનિ નં૦ ૫/ અને નં૦ ૬/.

નંબર ૫/ નો ઉતારો.

તા૦ ૧૬–૯–૧૨.

ધણામાન ફરમાઇલી કૌંસિલ જોગ,

હું નમનતાઈથી અરજ કરૂં છું જે નીંદરમાંથી જાગીને કાયદાની બુક હાથમાં લઈને તપાસો.

## કાયદાથી વીરૂદ્ધ થતાં કામો અને કાયદાથી વિરૂદ્ધ અપાયલા ચુકાદા.

(૧) કામડીઆ સાહેબને શું હોદ્દો સોંપેલો છે? તે કાયદાની (૩) કલમ વાંચો.

(૨) કાયદા વિરૂદ્ધ ઓટા ઉપર મુકાયલી કુંડીઓ. કાયદાની (૮) કલમ વાંચો.

(૩) કુંડીઓની ફરિઆદીનો કાયદા વિરૂદ્ધ અપાએલો ચુકાદો. કાયદાની (૩૫) કલમ વાંચો. તે છતાં ચુકાદાને માન આપીને અમે કામડીઆ સાહેબને પહેલી અરજી કીધી. તેનો જવાબ નહિ આપ્યો. પાછી અમે બીજી અરજી કીધી. તેનો જવાબ પણ નહિં આપ્યો. ફરીથી મેં કૌંસિલને અરજી કીધી. કૌંસિલે કાયદા વિરૂદ્ધ એકસ પારટી ચુકાદો આપ્યો. કાયદાની (૪) અને (૩૫) કલમ વાંચો.

(૪) મારો કુંડીનો કેસ પાછો નિકળવો જોઈએ. કાયદાની (૨૭) કલમ પ્રમાણે. અગર નહિ કાઢવાનો કારણ મને મળવો જોઈએ. નહિ કાઢવાનો કારણ મને નહિ મલશે તો કુંડીઓને લગતી જે કૌંસિલને અરજી કીધી છે અને કામડીઆ સાહેબને જે અરજી કીધી છે અને હાલની જે અરજીઓ કીધી છે તે સરવે જાહેર પેપરોમાં અને હેન્ડબીલોમાં છપાવીને બહાર પાડીશ.

લી૦ (સહી) રહેમતુલા ઈસ્માઈલ ત્રીજોરીવાળા.

ઠે૦ ત્રાંબાકાટા—પાયધોની, મુંબઈ.

બીજું—કેસના આગલે દિવસે કૌંસિલનો માણસ મને ચેતાવવા નહિ આવ્યો તે બાબતની અરજી આ કાગળ સાથે છે તેની નોંધ લેજો.

નં૦ ૬/ નો ઉતારો.

મુંબઇ, તા૰ ૧૬-૯-૧૯૧૨.

ઈમામી ઇસ્માઈલી કૌંસિલ જોગઃ—

ગઈ તા૦ ૧૫-૯-૧૯૧૨ને દીને મારો કેસ હતો, પણ કૌંસિલનો માણુસ મને ચેતાવવા આવ્યો હતો નહી. તા૦ ૧૪-૯-૧૨ની સાંજ પડતાં મેં કૌંસિલની ઑફીસમાં જઇને પુછ્યું કે સવારે મારો કેસ નિકળશે કે મુલતવી રહ્યો તો કાસમભાઈ વીસરામે કહ્યું કે કેસ છે. તમને માણુસ ચેતાવવા નથી આવ્યો? મેં તેને જવાબ આપ્યો કે નહીં. હવે આ મને ચેતાવવા નહીં આવ્યો તેનો કારણ મને મળવો જોઇએ, કારણકે મારી દુકાનનો કામકાજ વધુ હોત તો તે કેસનો દિવસ મને યાદ રહેતે નહિ અને હું કૌંસિલની ઑફીસમાં પુછવા પણ નહિ જતે અને મારો કેસ હવામાં ઉડી જતે અને તે કેસના વાસ્તે મને ફરી મહેનતમાં ઉતરવું પડતે.

હવે હું નમનતાઇથી અરજ કરું છું કે તા૦ ૧૫-૯-૧૨ નો મારો કેસ પાછો મુલતવી રહ્યો છે તે કેસની બીજાએ કેસની તારીખ મને લેખિત મળવી જોઇએ, કારણકે ગઈ તા૰ ૧૪-૯-૧૨નો બનાવ બન્યો તેવો બનાવ પાછો બનવા પામે નહિ.

આપે મારી અરજીની નોંધ લેજો. બીજું, કોઈ પણ માણસ મને ચેતાવવા આવે તેને હું લખી આપીશ અને જો હું કેસના વખતે ગેરહાજર હોઉં તો મારી સહી માગજો. તે માણસ મારી સહી તમારી પાસે રજુ કરે ને હું ગેરહાજર હોઉં તો મારો કેસ કાઢી નાંખજો. નહિ તો મારો કેસ નિકળી શકે નહિ.

લી (સહી) રહેમતુલા ઇસ્માઈલ ત્રીજોરીવાળા

ઠે૦ ત્રાંબાકાટા—પાયધોની, મુંબઇ.

(આગળ જુબાની ચાલુ)

મેં નં૦ ૫ વાંચ્યો છે. કોંસિલે આ બાબત તપાસ કરી છે અને તેનો ઠરાવ નોંધાયો છે. હું નિશાની નં૦ ૭/નો તા૦ ૨૮મી નવેમ્બર ૧૯૧૨નો એક કાગળ રજુ કરૂં છું.

નં૦ ૭/નો ઉતારો.

મુંબઇ, તા૦ ૨૮–૧૧–૧૯૧૨.

ઈમામી ઇસ્માઈલી કૌંસિલ જોગ,

મુંબઇ.

હું આપ સાહેબોને અરજ કરૂં છું જે ગઈ તા૦ ૨૭–૧૧–૧૨ની રાતના સમરનો કેસ નીકળ્યો હતો. તે કેસનો ચુકાદો ગેરકાયદેસર આવ્યો છે. તેનાં કારણ તમે સાહેબોએ અમને કહ્યું જે આની અરજી મોટા કામડીઆ સાહેબને કરો. હવે આ જગોએ આપ સાહેબોનું ધ્યાન ખેંચું છું જે કામડીઆ સાહેબના કામ વીરૂદ્ધ મારી કામડીઆ

સાહેબ સાથે આપ સાહેબો પાસે બે ફરિઆદીઓ છે. એટલું જાણવા છતાં ફરીથી મારો કેસ કામડીઆ સાહેબ પાસેજ મોકલી આપ્યો. હવે મને ખરો ઇનસાફ મળેજ નહિ. બીજું મોટા જમાતખાનાના ઓટાની કુંડીઓનો કેસબી ગેરકાયદે અને એકસ પાર્ટિ ચુકાદો આપ્યો. હવે ઉપરનો સમરનો કેસ અને મોટા જમાતખાનાના ઓટા ઉપરની કુંડીઓનો કેસ આ બેઉ કેસો મારા ફરીથી નિકળવા જોઇએ. અગર ફરીથી નહિ કાઢવાનાં કારણ મને લેખીત મલવાં જોઇએ. પંદર દિવસની અંદર લેખીત કારણ અથવા કુંડીઓનો કેસ અને સમરનો કેસ ફરીથી નહિ કાઢો અથવા ફરીથી નહિ કાઢવાનાં કારણ મને લેખીત નહિ આપો તો સોલમે દિવસે જે કુંડીઓને લગતી આપ સાહેબોને અરજીઓ કીધી છે અને આપ સાહેબોના હુકમથી કામડીઆ સાહેબને અરજી કીધી છે તે અને બીજીઓ કુંડીને લગતી અરજીઓ અને હાલની અરજીઓ અને સમરની અરજીઓ એ સર્વે જાહેર પેપરમાં અને હેન્ડબીલોમાં છપાવીને બધાઓને વહેંચીશ. એજ.

લી० (સહી) રહેમતુલા ઈસ્માઇલ ત્રીજોરીવાળા

ઠે० ત્રાંબાકાંટા, પાયધોની–મુંબઇ.

(આગળ જુબાની ચાલુ).

આ કાગળમાં કાંઇ થયું હોય તો તેની મને ખબર નથી. જો ઠરાવ અપાયો હશે તો તે દફતરે મળી આવશે. કૌંસિલને દફતરે ૩જી ઓકટોબર ૧૯૧૨નો એકે કાગળ નથી. હું જાદવજી થાવરને ઓળખતો નથી. તેને કૌંસિલે

ન્યાતબહાર મુકયો છે. ન્યાતબહાર સંબંધી કાંઇ જાહેરાત કાઢવામાં આવતી નથી. તે માત્ર જમાતમાં જાહેર કરાય છે. ન્યાતબહાર થએલાની સાથે ઇમામી ઇસ્માઇલી કોમનો કોઇ શખ્સ કાંઇ પણ વ્યવહારિક સંબંધ રાખી શકે નહિ. માત્ર બોલવાનો કાંઇજ વાંધો નથી. પણ જમવાનો વાંધો છે. જાદવજી થાવરના ન્યાતબહાર સંબંધી મેશર્સ એદજલો ગુલાબચંદ વાડિઆ ઍન્ડ કુંનો તા૦ ૩૧મી ઑગસ્ટ ૧૯૧૫ નો કાગળ હું રજુ કરૂં છું. નં૦ ૮/.........
તા૦ ૨૫–૫–૧૯૧૭.

(સહી) ફ્રેન્ક ઓલીવેરા.

નં૦ ૮/નો ઉતારો.

(પહોંચ માટે રજીસ્ટર્ડ.)

૩૧મી ઑગસ્ટ ૧૯૧૫.

ખાનસાહેબ હાજી અહમદ દેવજી (પ્રમુખ),
જુમાભાઈ શેરીફ (અલીજાહ),
ડૉ૦ રજબઅલી રામજી લગદીર (ઑનરેરી સેક્રેટરી),
હાજી મુખી લાડક (ઑનરેરી સેક્રેટરી),
અને મુંબઈ ખોજા શીયા ઇમામી ઇસ્માઈલી કૌંસિલના મેમ્બરો તથા અમલદારો જોગ,

મુંબઈ.

સાહેબો,

અમારા અસીલ મી૦ જાદવજી થાવરની વતી અમે આ લખાણું આપને લખવાની આપની રજા લઈએ છીએ.

અમારો અસીલ મધ્ય પ્રાંત વરાડમાં શાદકલા ગામમાં રહે છે.

અમને ખબર મળી છે કે સુમારે ૨ માસ ઉપર અમારા અસીલ ઉપર મુંબઈ કૌંસિલ આગળ રજુ થવાની તમારી કૌંસિલની કાઢેલી એક નોટિસ ચેવતમલના મુખી સુંદરજી વેરસીએ રજુ કરેલી જેણે તેને તે મળી છે તેની સાબિતિ માટે સહી કરવા કહ્યું હતું. કૌંસિલ આગળ રજુ થવાને આપેલો સમય ઘણો થોડો હતો અને વધારામાં મુંબઈ આવવા માટે તેની પાસે કંઈ પૈસા ન હતા તેથી અમારા અસીલે નોટીસપર સહી નહોતી કરી.

એમ જણાય છે કે તે પછી થોડાજ સમયમાં તમારી કૌંસિલે અમારા અસીલને ન્યાત બહાર કરવાનો નં૦ ૨૦૬/૧૫ ઠરાવ પસાર કીધો. વિશેષે એમ જણાય છે કે સદર ઠરાવ આખી જમાતની જાણ માટે મુખી કામડીઆને અને વર્ષાશીયા ઇમામી ઇસ્માઇલી કોમના અમલદારોને પહોંચાડવામાં આવ્યો હતો તે ઉપરથી આપની સૂચના પ્રમાણે અને હુકમ અનુસાર સદર મુખી કામડીઆએ અને અમલદારોએ વરાડમાંના શિયા ઇમામી ઈસ્માઇલી ખોજાઓમાં તે ઠરાવ ફેલાવ્યો.

સદર નાતબહારના ઠરાવના ફેલાવવાને પરિણામે અમારા અસીલની જમાતના ખોજાઓએ અમારા અસીલ જોડેનો સઘળો સાંસારિક અને બીજો વ્યવહાર બંધ કીધો. અને ઓછાં તો હતાંજ અને વળી રહેવા ખાવાનાં સાધનો પણ અમારા અસીલથી દૂર થયાં અને તેને ન મળવા લાગ્યાં.

અને તે તદ્દન એકલો અને નિરાધાર થઇ ગયો. તેનું કામ બીલકુલ અટકી પડયું અને આર્થિક કે બીજી કાંઈ મદદની તેની પ્રાર્થનાઓ, તે તમારી કૌંસિલમાંથી ન્યાતબહાર થયો હતો, તે કારણથી નિષ્ફળ થઇ.

ઘણાં ફાંફાં માર્યા પછી અને તન તથા મનની ઘણી હેરાનગત ભોગવ્યા પછી ચાલુ માસની ૭મી તારિખે અમારો અસીલ મુંબઇમાં આવ્યો છે અને સદર નાતબહારના ઠરાવ વિરૂદ્ધ ફરિઆદરૂપી અને તેનાં દુખના નિવારણ માટે એક અરજ તેણે તમારી તરફ મોકલાવી હતી. આ લખાણનો તમારી તરફથી કાંઈ ઉત્તર મળ્યો નહિ. અને અમારા અસીલને ફરીથી ચાલુ માસની ૧૨મી તારીખે તમને લખવું પડયું હતું. આ પાછળના લખાણનો પણ કાંઈ જવાબ નમળવાથી અમારા અસીલે તમારા ઉપર ૧૬મી તારીખે ત્રીજો પત્ર લખાવ્યો; પણ પરિણામ તેવુંજ આવ્યું.

તેના વિરૂદ્ધ મુકાયલા તહોમતની ખબર કે તેના વિરૂદ્ધ કૌંસિલમાં જે ખબર મળી હોય અને જેના ઉપર કૌંસિલે કામ લીધું હોય તેની નકલ અમારા અસીલને આપવાની મહેરબાની પણ તમે કીધી નથી. અને તેથી કેવા સંજોગોમાં તમે તેના નાતબહારનો ઠરાવ પસાર કીધો તે બાબતથી અમારા અસીલને તમે તદન અંધકારમાંજ રાખ્યો છે.

અમને જણાવવામાં આવ્યું છે કે જે રિતિ રિવાજો પ્રમાણે તમારી કૌંસિલ હુકમત ચલાવે છે તે પ્રમાણે તો અરજી કરનાર કે કામ ચલાવનાર તરફથી લેખી ફરિઆદ હોવી જોઈએ. અને બચાવ કરનાર પક્ષ તરફથી પણ લેખી

હોવું જોઈએ. અને તમારા સંમેલનના સેક્રેટરીએ લેખી બચાવનામાની કોઇ બાબતમાં બચાવ પક્ષવાળાને મદદ કરવી જોઇએ.

ઉપર જણાવ્યા પ્રમાણે નોટિસમાં સહી ન કરવાનાં અને મીટિંગમાં ભાગ ન લેવાનાં ઘણાં સારાં કારણ છે, અમારા અસીલને નોટિસ બતાવી તે ઉપરાંત મુખી સુંદરજી વેરસીએ અમારા અસીલને ન કહ્યું કે તેના ઉપર શું તહોમત છે. અથવા તો વાંચવા માટે પણ નોટિશ ન આપી. તે પછી પણ તમારા તરફથી તેના ઉપરના તહોમતની ખબર આપવાને અથવા તેની વર્તણુંક સંબંધી ખુલાસો કરવાને અને તેનાપર મુકાયલાં તહોમતની સામે થવાને અમારા અસીલને કાંઇજ પત્ર વ્યવહાર નહોતો થયો. તેના વિરૂદ્ધ શું હતું તે જાણવાને અને પોતાનો કેસ જાણવાની તક મેળવવાનો અમારા અસીલને હક્ક હતો. અત્યારે તો અમારા અસીલનું કહેવું સાંભળ્યા સિવાય તમે તેને સજા કરી છે અને ગેરઇનસાફથી અને ગેરવાજબી રીતે પોતાની જ્ઞાતિમાંની તેની પ્રતિષ્ઠાને તમોએ ખુંચી લીધી છે.

ઉપરની સ્થિતિમાં અમારા અસીલને આશા હતી કે કંઈ નહિ થાય તો છેવટે વિનતિ પ્રમાણે તમારી કૌંસિલ તેને પોતાના વિરૂદ્ધ મંડાયલી ફરિઆદ તેમજ કોઇના પણ તરફથી તેની વિરૂદ્ધ મુકાયલ તહોમતની નકલો પુરી પાડશે પણ જાણીને તેને શોક થાય છે કે તમારી કૌંસિલે આ પણ કર્યું નહિ.

જે રિતિ રિવાજોને તમારી કૌંસિલ અનુસરે છે તે પ્રમાણે તો મુંબઈ અને પાસેનાં અમુક ગામ કે જેમાં વરાડ આવતું નથી તે બહારની ખોજા શિયા ઈમામી ઇસ્માઇલી કોમને લગતાં કામ સાંભળવાં તેમજ તેનો ચુકાદો આપવો તે તમારી સત્તામાં કે હકુમત નીચે નથી. તેથી પહેલાં તો અમારો અસીલ એમ વાંધો લે છે કે તમે તમારી સરહદને તદ્દન ઉલંઘી ગયા છો અને જે વિષે સવાલ છે તે નાત-બહારનો ઠરાવ કરવાની કે મારી વિરૂદ્ધ ફરિઆદ ધ્યાનમાં લેવાની તમને કાંઇજ સત્તા ન હતી.

નિયમમાં જણાવ્યા પ્રમાણે તે બાબતમાં વચ્ચે પડવા-માંથી તમારે તદ્દન અલગ રહેવું જોઈતું હતું. આ બાબતમાં તમે ગેરકાયદેસર વર્ત્યા છો. અને તમારી ફરજના ભંગથી તેમજ તમારાં ખોટાં અને ગેરકાયદેસર કામથી ગંભિર પરિ-ણામને લાયક તમે બન્યા છો. રિતિ રિવાજોમાં લખ્યા પ્રમાણે તમારી શુદ્ધ ફરજ એ હતી કે તમારી સત્તા મુંબઇ શહેર અને બેટ તથા અમુક જગાઓમાંજ પુરી થાય છે માટે વચ્ચે પડવા તમારે ના કહેવી જોઈએ.

આમ છતાં પણ અમારો અસીલ કાંઈ પણ પગલાં ભરે તે પહેલાં પોતે તમને પહેલાં એક કરતાં વધારે વાર કહેલું તે કરવા એટલે કે વેના વતીની તેના ઉપરના તહો-મતની તેમજ જે ખબરથી તમે સદર નાતબહારનો ઠરાવ કીધો તેવી કાંઈ ખબર હોય તો તેની નકલો અમને પુરી પાડવા એક વધુ તક આપશે.

તેની કીર્તિને કલંક લગાડયા બદલ તમારી અને તમે દરેકની ઉપર નુકસાનીનો દાવો કરવાની સલાહ અમારા અસીલને મળી છે. પણ જ્યાંલગી અમને તમારા તરફથી ખબરની અને કંઇ પણ હોય તો તે તહોમતની અને આ બાબતમાં તમારે જે ખુલાસો આપવા વિચાર હોય તેની નકલો મળશે ત્યાં લગી તે પોતાના હાથ ઠંડા પાડશે. અમને સાથે સાથે સૂચના મળી છે કે અમારે તમને જણાવવું કે જો આવતી તારિખ ૩એ અથવા તે પહેલાં અમે તમારી પાસેથી સાંભળીશું નહિ તો અમારો અસીલ વધારે પત્ર વ્યવહાર કે સૂચનાઓ સિવાય કામ લેશે.

તમારા સાચા,

(સહી) એદજલો ગુલાબચંદ વાડીઆ ઍન્ડ કો,

સોલીસીટરો, હાઇ કોર્ટ.

(આગળ કેસ ચાલુ.)

## સોલીસ્ટર મી. પેન.

## મી૦ બૅપ્ટીસ્ટા તરફથી હાજીમુખી લાડકની વધુ ઉલટ તપાસ.

જાધવજી થાવર બિરારમાંના એક ગામડાંનો રહીશ હતો. મુંબઇ કૌંસિલે તેને ન્યાતબહાર કર્યો અને આ બાબતની ખબર બિહારની કૌંસિલને મોકલી તે કાગળની નકલ અમારી પાસે છે.

આ સમયે મી૦ પેન વધુ તપાસ અટકાવે છે અને કહે છે કે આ કાઉન પોસીક્યુશન છે અને જો તે પર તકરાર કરવી હોય કે "અમલદારો સામે ટીકા કરવાને માટે તહોમતદારને આધાર હતો." તો પણ સવાલ તો એજ છે કે ગુન્હાકારક શબ્દો વાપરવામાં અને જેમ બન્યું તેમ એટલે કે જાહેર રસ્તામાં દેખાવરૂપ પાટિઉં મુકવામાં અને હરકત કર્તા પોસ્ટ કાર્ડ લખવામાં તે વાજબી શી રીતે છે? બોર્ડમાં અને પોસ્ટ કાર્ડમાં લખેલ ટીકાઓનું વાજબીપણું તે તેમને પ્રગટ કરવાનું વાજબીપણું સાબિત કરશે નહિ.

મી૦ બેપ્ટીસ્ટા જવાબ આપે છે કે પ્રથમ તો કોર્ટે જોવું જોઇએ કે:—

(૧) સેકશન (૧૦૭)ના અર્થને આધારે તહોમતદારનાં કૃત્યો ખરાબ (Wrongful) હતાં. જો બોર્ડ અને પોસ્ટ કાર્ડના લખાણમાં કાંઇ વાંધો ન હોય તો માત્ર પાટિઉં મુકવું તે ખરાબ કૃત્ય નથી. પોતાનો સ્વાર્થ સાચવવાને માટે જે કાંઈ કાયદો મંજુર કરે તે કરવામાં તહોમતદાર વાજવી છે.

મી૦ બેપ્ટીસ્ટા નીચેનો આધાર બતાવે છે:—

૬ બૉમ્બે એલ. આર. પી. ૬૬૩—૬૬૨.
આઈ. એલ. આર. ૧૨ બૉમ્બે પી. બધુ પાને ૫૭૫.

૭ એન. ડબલ્યુ. પી. હાઈકોર્ટ રિપોર્ટ ૨૩૩.
આઈ. એલ. આર. ૨૯ મદ્રાસ ૧૯૦.
આઈ. એલ. આર. ૩૦ બધું ૧૮૧.

(૨) શાંતિનો ભંગ તરત હોવોજ જોઇએ.

(અ) તેવા કાગળ ટપાલમાં લખાયલા હતા અને કાંઈ શાંતિ ભંગ થયો નહિ.

'ખરાબ' એટલે બીજાના હકપર પગ મુકવાનું; માત્ર 'અમલદારો'નો સવાલ છે. પાટિઆપરના શબ્દો ટીકાના શબ્દો છે નહિ કે બદનક્ષીના. 'અમલદારો' તે પ્રજાના નોકરો છે અને તેમની ટીકા એમજ થાય છે.

'ખરાબ કૃત્ય' એ શબ્દમાં 'અપમાન'નો સમાવેશ નહિ થાય કારણ કે ક્રીમીનલ પ્રોસીજર કોડ સેકશન નં૦ ૧૦૬ ને આધારે અપમાનનો ગુન્હો કરનારની જામિન લેવાય નહિ.

મી૦ પેન જવાબ આપે છે કે કોઇ પણ આધારે 'લુટારા' 'દાણુચો' શબ્દો વાજબી ગણાશે નહિ. વાપરવામાં આવેલી રીતે કરવામાં આવેલી કૌંસિલની ટીકામાં કાંઇજ વાજબીપણું નથી. કાયદાની સનદથી ઘડાએલ તે જાહેર સ્વરૂપ નથી. તેમનાં કૃત્યો તેમની કોમમાંજ અસર કરી શકે. સાંજના ૩–૩૦ તારિખ–૩૦–૫–૧૯૧૭.

(સહી) એફ. એ.

**મી૦ પેન પોતાનો જવાબ ચાલુ રાખે છે.**

મી૦ બેરીસ્ટરે બતાવેલા દાખલા તો માત્ર પ્રશ્નજ માગે છે. સેકશન ૧૦૬ માં વપરાયલા શબ્દો 'માં આવી જાય છે' (Involves) સેકશન ૧૦૭ માં વપરાયલા શબ્દો

શાંતિનો ભંગ કરવાને સંભવિત આઇ. પી. કોડના સેકશન ૫૦૪ ની વ્યાખ્યા જુઓ.

આઈ. એલ. આર. ૩૩ બધુ પાનાં ૭૭૧ ૭૭૫ જુઓ.

ટીકાની હદ આઈ. પી. કોડના સેકશન ૪૯૯નો આક્ષેપમાં જુઓ 'સમાધાન' (Good faith) સાબિત થવું જોઈએ.

હુકમઃ તકરાર સાંભળ્યા પછી પોતે વાપરેલી ભાષા વાપરવામાં જે કારણો તેને વાજબી ઠરાવે છે એવું તે કહે છે તે બાબતો કઢાવતાં તહોમતદારને અટકાવવો એ મને વાજબી લાગતું નથી.

## મી૦ બેરીસ્ટર તરફથી હાજી મુખી લાડકની વધુ ઉલટ તપાસઃ

જણાવેલ કાગળની નકલ હું લાવ્યો નથી. એક અલીભાઇ રવજી તરફથી જાધવજી ચાવર વિરૂદ્ધ એક ફરિઆદ અમને મળી હતી. તે મુંબઇનો રહીશ હતો. અલીભાઈ રવજીની ફરિઆદ નિશાની નં૦ ૯/. (તરજુમાની મજુરી).

નં૦ ૯/-નો ઉતારો.

મુંબઇ, તા૦ ૧૦ મી ઓગસ્ટ ૧૯૧૫.

ધી મુંબઇની ખોજા શિયા ઇસ્માઈલી કૌંસિલના
મે૦ પ્રેસીડંટ સાહેબ તથા બીજા અમલદારો હજુર,
મુંબઈ.

અરજદાર અલીભાઈ રવજીની નમ્રતાપૂર્વક અરજ એવી છે કે મારો બનેવી જાધવજી ચાવર બે દિવસ થયા અત્રે

મુંબઇમાં આવ્યો છે તો તે બાબત તમો માવીતરોએ તેનો નાતબહારનો જે ઠરાવ કર્યો છે. તો જો તે મારી બ્હેન બાબત પાછો નાતમાં આવવા માગે તો ખાધા ખર્ચનો બંદોબસ્ત કરવા મહેરબાની કરશોજી અને લગભગ ૮ આઠ વરસ થયાં મારી બહેનને બીલકુલ તેડી નહિ તે માટે ઘેર રહી છે તે બાબતનો ખરચ પણ અપાવવા મહેરબાની કરશોજી અને હવે પછી ભવિષ્યમાં તે સારી રીતે ઘર ચલાવે એવો જામિન આપે એવો બંદોબસ્ત કરવા દયા કરશોજી. એજ અરજ.

૧ (સહી) અલીભાઇ રવજીની સહી દા૦ પોતે.

( આગળ જુબાની ચાલુ )

જે કાગળ મને ચાર વર્ષપર મળ્યો અને જેનાથી હું પ્રથમ ગુસ્સે થયો તે કાગળ શોધી કાઢવાને હું શક્તિમાન થયો નથી. નિશાની નં૦ ૪/. ના સંબંધનો કૌંસિલનો ઠરાવ હું રજુ કરૂં છું.

તહોમતદારના કાગળોને ફરિયાદ ન ગણુતાં અરજીઓ ગણવામાં આવતી અને કૌંસિલે પોતાના ઠરાવથી કામડીઆ જાફર પ્રધાનના કામને ટેકો આપ્યો હતો. કૌંસિલનો ઠરાવ નં. ૧૦/.

નં૦ ૧૦/. નો ઉતારો.

તા૦ ૯ મી સપ્ટેમ્બર ૧૯૧૨.

આ બાબતને કૌંસિલે અરજ તરિકે ગણી હતી આ બાબતમાં કામડીઆ જાફરભાઇ પ્રધાને પડતાં પથરાં ચર્ચ

હતાં. તેથી આ બાબતનો નિવેડો કરવામાં આવ્યો હતો. આ બધાં કાગળો નોંધ ઉપર રાખવામાં આવે છે.

દા. આ. દ.

( આગળ જુબાની ચાલુ )

આ મુકરદમામાં કોઇ સાક્ષીની તપાસ થઇ ન હતી. તહોમતદારને બોલાવ્યો હતો કે નહિ તે મને ખબર નથી. આ સમયના અરસામાં હું પુને હતો.

નિશાની નં૦ ૫/. અને નં૦ ૬/. સંબંધી કૌંસિલનો ૧૯ મી જુન ૧૯૧૩ નો ઠરાવ હું રજુ કરૂં છું. ૫મા ૫ર તારિખ ૧૬–૯–૧૯૧૨ છે અને ૬ ઠા પર પણ તેજ છે. એવો એક નિયમ છે કે કોઇપણ કામ ૭ મહિના કરતાં વધારે લંબાવવું નહિ. ( જુઓ કલમ ૩૦ )

નિશાની નં૦ ૭/. ( તા૦ ૨૮–૧૧–૧૨ ) સંબંધી કૌંસિલનો ઠરાવ હું રજુ કરૂં છું. તે તા૦ ૩૧ મી જુલાઈ ૧૯૧૩ નો છે. ઠરાવ નં૦ ૧૧/. ના જેવોજ છે. (એટલે કે તહોમતદાર ન્યાતબહાર હોવાથી કાગળ દફતરે કરવામાં આવ્યો ) નં૦ ૧૨/.

નં૦ ૧૨/. નો ઉતારો.

તા૦ ૩૧–૭–૧૯૧૩.

રહેમતુલા ઈસ્માઇલ ત્રીજોરીવાળાને નાત બહારની સજા થયેલી હોવાથી આએ કાગળો નોંધપર રાખવામાં આવે છે.

(સહી) રહીમ ઇબ્રાહીમ

એકટીંગ પ્રેસીડંટ.

(આગળ જુબાની ચાલુ)

તે તારિખે તહોમતદારની ફરિઆદ શી હતી તે મને યાદ નથી.

'જહારત' વખતે જે ભેટ ધરાય છે તેને સમર કહે છે. (જહારત એટલે મરનારની ક્રિયાનો ત્રીજો દિવસ.)

તહોમતદાર ફરિઆદ કરે છે કે તેણે દેવજીને ચાર આના આપ્યા હતા અને તે તેને કામડીઆ ઈબ્રાહીમ પાસે લઇ ગયો કે જેણે ચોપડામાં લખવાની ના કહી અને તેને હુકમ માટે અહમદ કામડીઆ પાસે મોકલ્યા. તેણે તે રકમ ખુલ્લી જમાતમાં તહોમતદારને પાછી સોંપવા જણાવ્યું. તા૦ ૩-૧૦-૧૨ નો કાગળ તો મારી પાસે નથી પણ તા૦ ૧૪-૧૧-૧૨ નો કાગળ હું રજુ કરું છું. નં૦ ૧૩/-.

નં૦ ૧૩/-નો ઉતારો.

## ઉતાવળની અરજી.

મુંબઈ, તા૦ ૧૪-૧૧-૧૯૧૨.

ઇમામી ઇસ્માઇલિ કૌંસિલ જોગ,

હું નમનતાઈથી અરજ કરું છું કે તા૦ ૧૪-૧૧-૧૨ ના દિવસે જારતમાં જમાતખાનામાં મેં ઉમેદવાર તરિકે ચાર આના સમરના મંડાવ્યા તે જમાતના માણસ દેવજીએ લીધા અને કામડીઆ ઈબરામે દફતરમાં નોંધ્યા નહિ. અને આહમદ કામડીઆને પુછવા મોકલ્યો તો આહમદ કામડીએ ના કહી કે લેજો નહિ. ભરી જમાતમાં મને ચાર આના

પાછા આપ્યા. મારી ફરિઆદી દફતરખાનાના કામદીઆ આહમદભાઇ માથે નોંધજો. તા૦ ૧૪–૧૧–૧૯૧૨.

લી૦ (સહી) રહેમતુલા ઇસ્માઇલ ત્રીજોરીવાળા.

ઠે૦ ત્રાંબાકાંટા પાયધોની મુંબઈ.

(આગળ જુબાની ચાલુ)

તા૦ ૩–૧૦–૧૨ નો કાગળ કૌંસિલની ફાઈલપર જડી શકતો નથી. મેં તેને માટે તપાસ કરી છે. આ પછી તહોમતદારે પોતાનું 'રહેમતઅલ્લા' પત્ર શરૂ કર્યું. જેમ જેમ તેને ખબર મળતી ગઇ તેમ તેમ તેણે કૌંસિલનાં કામ છાપ્યાં. પરિણામે હુ ખિજવાઈ ગયો. તેણે પોતાના પત્રમાં અમલદારો બાબત કેટલાક ફકરાઓ લખ્યા તેથી તેને ન્યાત બહાર કરવામાં આવ્યો. તહોમતદારે મીશનરી 'જમાલ મેઘજી' અને વારસ હબિબભાઇ કાસમ, ગુલામ હુસેન કાસમ અને ડાહ્યાભાઇ વેલજી વગેરે બીજાઓનાં ખરાબ કામ બહાર પાડયાં હતાં. જેને વાએજ કરતાં અટકાવવામાં આવ્યો તેજ માણસ જમાલભાઈ મેઘજી છે. બીજા ત્રણ માણસો અમારી સરહદ બહાર હતા તહોમતદારનાં લખાણ સંબંધે આમાંના કોઈએ પણ કૌંસિલને ફરિઆદ કરી ન હતી.

રહીમભાઈ મોલુ અને બીજાઓએ તહોમતદાર વિરૂદ્ધ એક અરજી મોકલી હતી. અરજી હું મારી સાથે કોર્ટમાં લાવ્યો નથી. આ તહોમતદારને ન્યાત બહાર મુકવામાં આવ્યો તે પહેલાં થયું હતું.

કોર્ટને જવાબ:—તહોમતદારે હેન્ડબીલ પણ કાઢયાં હતાં. હું એક હેન્ડબીલ રજુ કરૂં છું. નં૦ ૧૪/.

નં૦ ૧૪/. નો ઉતારો.

ઈમામી ઈસલામી ભાઈઓ આપણા મોટા અમલદારોએ અમારા ધંધારોજગારમાં બનતી મદદ સ્પેશીયલ નવી જાતની આપી છે.

વારસ સાહેબને રહેમતુલા ઇસ્માલ તીજોરીવાળાએ લખેલો કાગળ.

તા૦ ૩-૯-૧૨ શેઠ વારસ હબીબભાઇ વારસ કાસમભાઇને ખુદાવીંદ સુખી રાખે. મુંબઈ બંદરથી લી૦ રહેમતુલા ઇસ્માલ તીજોરીવાલાના યાલી મહત વાંચજો બીજું લખવાનું જે મારા ધંધાને વાસ્તે કાઠીયાવાડમાં દરેક નાના મોટા શહેરમાં મારી પોતાની બનાવેલી દસથી બાર તીજોરીઓ દરેક નાનાં મોટાં શહેરમાં મારે મોકલવાનો વીચાર છે. અને દરેક શહેરમાં મારો જવાનો વીચાર છે. અને ત્યાં મોટો મેળાવડો કરી આગમાં અને તોડવાના અખતરા એટલે અજમાવશ કરવાનો વીચાર છે. મેં સાંભળ્યું છે જે આપણી નાતમાંથી નીકળી ગયેલા ખોજાઓ સાથે વાતચીત બીલકુલ કરવી નહીં. એવો કાયદો નીકળ્યો છે એવી રીતે મેં સાંભળ્યું છે. તો મહેરબાની કરીને મને ખુલાસો મળવો જોઈએ. કારણ કે હું બહાર ગામ ફરવા નીકળું અને કાયદે વીરૂધ મારાથી કામ ન થાય એવી મારે સંભાળ રાખવી જોઈએ. તેથી મહેરબાની કરીને શું કાયદો છે તે મને લખીને

મોકલાવી આપજો. વારસોનો અને જુદા જુદા જીલ્લાઓના વારસનો તમો જવાબ ન આપી શકતા હો તો. તે વારસનાં નામ અને ઠેકાણાં મહેરબાની કરીને મને લખી મોકલશો તો હું તેઓ પાસેથી અરજી કરીને જવાબ મંગાવીશ.

**લી૦ રહેમતુલા ઈસ્માલ તીજોરીવાલા,**

ઠે૦ ત્રાંબાકાંટા પાયધોની–મુંબાઈ.

**ઉપલા લખેલા કાગળનો વારસ સાહેબે રહેમતુલા તીજોરીવાલાને આપેલો જવાબ.**

જા નં૦ ૧૦૪૯–૯૮.

શ્રી મુંબઈ બંદર સ્થાને ભાઇ રહેમતુલા ઇસ્માલને શાહાપીર સુખી વસુવાગી રાખે. શ્રી જુનાગઢથી લી૦ વારસ હબીબભાઈ વારસ કાસમભાઇના યાહલી મદત વાંચજો. જત લખવાનું કે તમારો કાગળ આવ્યો વાંચી હકીકત જાણી મુંબાઈ કોનસલમાંથી તમારે ઈસમાયલીનો પાસ લઇ આવવો એટલે આંહીની કોનસલ તમને કાઠીયાવાડમાં ફરવા માટે પાસ આપશે. પરંતુ ઇસનાસરી સાથે કાઠીયાવાડમાં બોલચાલની હુકમ મલશે નહીં. એજ તા૦ ૪–૧૦–૧૨.

**લી૦ હબીબભાઈ કાસમના યાલી મદત વાંચજો.**

**વારસ સાહેબના કાગળનો જવાબ આવ્યા પછી રહેમતુલા તીજોરીવાલાએ ફરીથી લખેલો કાગળ.**

તા૦ ૮–૧૦–૧૨ શ્રી જુનાગઢ સુથાને વારસ હબીબભાઈ વારસ કાસમભાઇને ખુદાવીંદ સુખી રાખે. એતાન શ્રી

મુંબઈથી લી૦ રહેમતુલા ઈસ્માલ તીજોરીવાલાના યાહલી મદદ વાંચજો. બીજું તમારો કાગળ જા૦ નં૦ ૧૦૪૯–૬૮ તા૦ ૪–૧૦–૧૨ નો લખેલ મળ્યો. જેમાં લખો છો જે મુંબઈની કોનસલનો ઈસ્માયલીનો પાસ લઈને આવજો. એટલે કાઠીયા-વાડની કોનસલ કાઠીયાવાડમાં ફરવાનો પાસ આપશે બીજું તમે લખો છો જે ઈશનારી સાથે વાતચીત કરવાની છુટ મલશે નહીં તો હું નમનતાઈથી અરજ કરૂં છું કે ઉપરનો કાયદો કયા વરસમાં ઘડયો છે અને કોણે ઘડયો છે તે કાયદાની નકલ મહેરબાની કરી બનતી ઉતાવલે મોકલાવવા મહેરબાની કરશો. હાલ એજ અરજ. તા૦ ૮–૧૦–૧૨.

લી૦ રહેમતુલા ઈસ્માલ તીજોરીવાલા,

ઠે૦ ત્રાંબાકાંટા પાયધોની–મુંબઈ.

બીજો કાગળ રહેમતુલા તીજોરીવાલાએ લખ્યો તેનો જવાબ વારસ સાહેબે આપ્યો તે કાગળ નીચે મુજબ.

જા. નં૦ ૧૧૦૨–૬૮ તા૦ ૧૩–૧૦–૧૨ શ્રી મુંબાઇ બંદર સ્થાને ભાઈ રહેમતુલા ઈસ્માલને શાહાપીર સુખી વસુવાગી રાખે. શ્રી જુનાગઢથી લી૦ વારસ હબીબભાઇ વારશ કાસમભાઈના યાહલી મદત વાંચજો. જત લખવાનું કે તમારો રજીસ્ટર કાગળ તા૦ ૮–૧૦–૧૨ નો અમારા ઉપરનો તથા અમારા નામથી ગોંડલ વારસ પીરભાઈ તેજા-ભાઈ ઉપરનો તથા ધોલેરા વારસ રહેમતલાભાઇ તરફ અમારા નામનો તે બધા કાગળ મળ્યા. તેના જવાબમાં લખવાનું જે તમારે મુંબઈ કોનસલમાંથી ઇસ્માયલીનો પાસ

મેળવી અમારા પાસે આવવું એટલે તમે જે જે ખુલાસો માંગો છો તેનો ખુલાસો રૂબરૂમાં કરવામાં આવશે. એજ સંવત ૧૯૬૮ ના આશો સુદી ૨ તા૦ ૧૩–૧૦–૧૨.

લી૦ **હબીબ કાસમના**

યાહલી મદત વાંચવા.

વારસ સાહેબનો બીજો કાગળ આવ્યા પછી રહેમતુલા તીજોરીવાળાએ વારસ સાહેબને લખેલો ત્રીજો કાગળ,

શ્રી જુનાગઢ સ્થાને વારસ હબીબભાઈ વારસ કાસમભાઈને શાહાપીર સુખી વસુવાગી રાખે. શ્રી મુંબઇ બંદરથી લી૦ રહેમતુલા ઇસ્માલ ત્રીજોરીવાલાના યાહલી મદત વાંચશો. જત તમારો કાગળ જા. નં૦ ૧૧૦૨–૬૮ તા૦ ૧૩–૧૦–૧૨ નો લખેલો મળ્યો જેમાં લખો છો જે મુંબઈની કોનસલનો ઇસ્માયલી પાસ લઇને આવજો તો આપણે વાત કરશું પણ શેઠજી, સાહેબ મારે માથે ઈસ્માઈલીનો કાગળ લાવવાની ફરજ પાડો છો તે કાયદો કોણે ઘડયો છે. તે કાયદાની નકલ મારા ઉપર મોકલો. જ્યાં સુધી કાયદાની નકલ મારા ઉપર મોકલશો નહીં ત્યાંસુધી આપખુદીનો હુકમ ઈસ્માલીયોને હેરાન અને પાયમાલ કરવાનો હુકમ હું માની શકતો નથી.

હવે હું નમનતાઈથી આજીજીથી અરજ કરૂં છું જે આ કાગળ વાંચી નવ દીવસની અંદર આપણા હાજર જમાએ કાયદો તમને ઘડી આપ્યો હોય તો તેની નકલ મારા ઉપર મોકલી આપો. નહીં મોકલી આપો તો આપ સાહેબોને મેં કાગળ લખેલા છે તે અને આપ સાહેબોએ અમને

કાગળ લખેલા છે તે અને હાલનો કાગળ એ સરવે જાહેર પેપરમાં અને હેન્ડબીલોમાં છપાવીને બહાર પાડીને બધાઓને આપીશ તમારા જવાબની વાટ હું દશ દીવસ જોઇશ. દશ દીવસમાં કાયદાનો જવાબ નહીં આવે તો ઉપર લખ્યા પ્રમાણે અમલ કરીશ.

લી૦ રહેમતુલા ઇસ્માલ તીજોરીવાલા

ઠે. ત્રાંબાકાંટા પાયધોની-મુંબઇ.

ઇસ્માલીભાઈઓ આપણા અમલદારનો પહેલો હુકમ ઇસ્માલીભાઇઓ આપણા પેટ વાસ્તે ધંધો કરવા એક ગામથી બીજા ગામ જઈએ તો આપણા અમલદાર આપણા માથે ઇસ્માલીયોની કોનસીલ પાસે પાસ લેવાની ફરજ પાડે છે. હવે આ ફરજ આપણા હાજર ઇમામના હુકમથી પાડતા હોય તો આપણે વાંધો નથી. પણ એતો આપખુદી પોતાનો હુકમ ચલાવીને ઇસ્માલીઓને હેરાન અને પાયમાલ કરે છે હેરાન કરવાનું કારણ શું હશે તે આપણે સમજી શકતા નથી.

ઈસ્માલી ભાઈઓ આપણા અમલદારનો બીજો હુકમ ઉપર લખ્યા પ્રમાણે હેરાન કરવા છતાં સંતોષ નહીં આવતાં બીજો હુકમ કરે છે કે મુંબઇની કોનસલનો ઈસ્માયલીનો પાસ લઇને આવશો તો પછી કાઠીયાવાડમાં કાઠીયાવાડની કોનસલ તમોને કાઠીયાવાડમાં ફરવાનો પાસ આપશે. હવે આ જગા ઉપર આપણે વીચાર કરવાનો છે કે કાઠીયાવાડનું રાજ આપણા અમલદારના ઘરમાં હોવું જોઈએ. કારણ કે ઉપર લખે છે કે પાસ લઇને આવશો

તોજ કાઠીયાવાડમાં ફરવાને પાસ મળશે. પોતાના રાજ સીવાય આવો હુકમ થઈ શકે નહીં. આપણા અમલદારોએ આપણને કેદી બનાવ્યા છે. કારણ કે અમલદારનો પાસ હોય તોજ જવાય, નહીં તો કાઠીયાવાડમાં ફરવાનો હુકમ મળેજ નહીં. બીજું ઇસ્માલીઓને પાસ લેવામાં અને પાસ લઈને પાછો કાઠીયાવાડના અમલદાર પાસે પાસ લેવામાં કેટલું હેરાન થવું પડે છે તેનો અમલદારો બીલકુલ વીચાર કરતાજ નથી જો વીચાર કરતા હોય તો ઇસ્માલીયોને મહેનતમાં નાખેજ નહીં. બીજાઓને ગમે તેટલું દુઃખ પડે પણ અમારો હુકમ તો માનોજ વખતની બરબાદી અને ઇસ્માલીયોની હેરાનગતીનો આપણા અમલદારો વીચાર કરતા હોય તો આવો હુકમ કાઢે નહીં.

ઈસ્માલીભાઇઓ આપણા અમલદારનો ત્રીજો હુકમ વખતની બરબાદી અને ઇસ્માલીયોની હેરાન ગતી ઉપર લખ્યા પ્રમાણે થવા છતાં આપણા અમલદારને સંતોષ આવ્યો નહીં. અને તેથી ત્રીજો હુકમ કાઢયો કે કાઠીયાવા-ડમાં ફરવાનો પાસ મળશે પરંતુ ઇસનાસરી સાથે વાતચીત કરવાનો હુકમ મળશેજ નહીં. આપણા અમલદારોનો આપ-ખુદીનોજ હુકમ છે. હવે એ આપ ખુદીના હુકમમાં ઇસ્માલીયોને કેટલું પાયમાલ થવું પડે છે. તેનો વર્ણન હું નીચે કરૂં છું. પરંતુ જો આ હુકમ આપણા હાજર ઈમા-મના હુકમથી કર્યું હોય તો આપણે વાંધો નથી. ઇસ્માલી-ભાઇયો આખી દુનીયામાં એવી કોઈબી કોમમાં અમલદાર નહીં હોય કે ધંધા વાસ્તે બીજા સાથે વાતચીત કરવાનો અટકાવ હોય. અથવા ના હોય. આપણા અમલદાર આપણા

માથે આપખુદીના એવા હુકમ કાઢે છે કે ઈસનાસરી સાથે વાતચીત કરવીજ નહીં. હવે આપણે હજારો રૂપિયાનો વેપાર ચાલતો હોય. અને ઈસનાસરી સાથે લેવડ દેવડ હોય વેપાર બાબત સંબંધ હોય. તો હવે આપણે શું કરવું. આપણા રૂપિયા હજારો નીકળતા હોય તો શું આપણે મુકી આપવા. અગર ઈસનાસરી આપણી પાસે હજારો રૂપિયા માગતા હોય. ને આપણી પાસે ન હોય તો આપણે શું કરવું જ્યાંસુધી લેવડ દેવડ ચાલતું હોય ત્યાંસુધી આપણે વાતચીત કરવી બંધ કરી શકતા નથી.

## ઈસ્માઈલીભાઈઓ આપણા અમલદારો પોતાના હોદાના નીસામાં ગમે તેમ બોલે તેનો વીચાર કરતાજ નથી તેના દાખલા.

જમાલભાઈ મેઘજી કોટડાવાલા જે બધાને વાએઝ કરીને સંભળાવે છે. તેને પુનાની મીજલસમાં આપણા હાજર ઈમામે પધારીને ફરમાન કીધાં જે આ મીજલસમાં મોટે ભાગે મુંબઈના માણુસ છે અને બાર ગામના માણુસ કામ-કાજે આવેલા છે આંહી મીજલસ કરવાથી બાલ બચાં બાઈઓ ભાઈઓ સરવે દુઃખી અને હેરાન થાય છે. અને આ મીજલસ મુંબઈમાં હસનાબાદમાં લઈ જાવ. અને જે બારગામથી મીજલસમાં આવે તેને આ મીજલસના ફંડમાંથી ખવરાવજો. અને મુંબઈના માણુસ ઘેરથી ખાઈને મીજલસમાં આવે તે પછી આપણા હાજર ઈમામ ફરમાન કરીને સધારીયા. આપણા હાજર ઈમામે આપણને હેરાન અને પાયમાલ થતા અટકાવવાનો અને હજારો રૂપીયાના ગાડી ભાડાના ખરચમાંથી બચાવવાનો ફરમાન કીધો. તો તેજ વખતે

જમાલભાઇ મેઘજી કોટડાવાલે પોતાનો વાએઝ ચાલુ કીધો જે આએ મીજલસ તો આપણે આંહીઆ રાખશું અને મુંબઈમાં મીજલસ કરવી હોય તો બીજો ફાળો કરે. બીજું આપણા હાજર ઇમામની બેફરમાની કીધી અને આપણને હેરાન કીધા. અને આપણને હજારો રૂપીયાના ગાડીભાડાના ખર્ચમાં નાખ્યા.

જેમ ઉપરના લખ્યા પ્રમાણે એક માણસ નીસો કરીને ગમે તેમ બોલે તેજ પ્રમાણે જમાલભાઈ મેઘજી કોટડાવાલે આપણા હાજર ઈમામનો ફરમાન તોડીને પોતાને ખ્યાનમાં આવ્યો તેવો વાએઝ કીધો તેનો દાખલો—થોડા વખત પછી મુંબઈમાં મોટા જમાતખાનામાં જમાલભાઈ મેઘજીએ ચાર રતનનો એવો ખરાબ વાએઝ કીધો કે તેનો ખુલાસો હું આપી શકતો નથી અને બે બોલ બોલું છું. વાએઝ કીધો જે રતન દઇને રતન લીએ તો હલાલનો થાય અને રતન દીધા વગર રતન લીએ તો હરામનો થાય તે વાએઝની ફરીયાદી હું મુંબઇની કોનસલ પાસે લઈ ગયો તો મુંબઇની કોનસલે મારી ફરીયાદી લીધી નહીં. ઉપરનો ચાર રતનનો એવો ખરાબ વાએઝ કીધો કે પોતાના અમલની મગરૂબીમાં વીચાર કીધોજ નહીં કે હું શું બોલું છું ને બોલ્યાજ કીધો.

વધુ ખુલાસો હવે પછી

**લી० રહેમતુલા ઈસ્માઈલ તીજોરીવાલાના**
**સલામ વાંચજો. દા० પોતે**

ઠે०—ત્રાંબા કાંટા પાયધોની—મુંબઈ.

તા० ૨ જી નવેમ્બર સને ૧૯૧૨.

(આગળ જુબાની ચાલુ)

તે તા૦ ૨ જી નવેમ્બર ૧૯૧૨ નું છે અને તે ઈસ્માઈલી ભાઈઓને સંબોધીને છે. (નં૦ ૩/ તા. ૧૧મી નવેમ્બર ૧૯૧૪ નું છે) તે સિવાય બીજી કોઈ ફરિયાદ તહોમતદાર ઉપર નથી.

૨૭ મી એપ્રીલ ૧૯૧૩ ના રોજ તહોમતદારની સમક્ષ ઠરાવ થયો નં૦ ૧૫/.

નં૦ ૧૫/ નો ઉતારો.

તા૦ ૨૭-૪-૧૩.

રહેમતુલા ઈસ્માઈલ ત્રીજોરીવાળો કૌંસિલ પાસે હાજર થયો હતો. આગળ ઉપર કૌંસિલે હુકમ કર્યો હતો કે એણે આપણા ધર્મ સંબંધી ચર્ચાઓ છાપામાં અથવા હેન્ડબીલોમાં અથવા કોઈ પણ રીતે છપાવવી નહિ. છતાં પણ જેણે એ પ્રમાણેજ ઇસ્માઇલી ખોજા કોમની લાગણી દુખાય અને ઉશ્કેરણી થાય તેવી રીતે ચર્ચા ચાલુ રાખેલી છે. એ કામમાંથી તે પોતાનો હાથ ઉપાડી લે તે માટે તેને ઘણું સમજાવવામાં આવ્યું હતું. અને ધર્મ સંબંધી કોઇ પણ ચર્ચા છપાવી જમાતની લાગણી દુખાવે નહિ એ મુજબનું લખાણ આજથી મંગળવાર તા૦ ૨૯-૪-૧૩ સવારનાં ૮ા. ટા. ૧૧ સુધીમાં કરી આપે નહિ તો કૌંસિલ તેને સજા કરશે.

(આગળ જુબાની ચાલુ)

તેના ન્યાતબહાર સંબંધી ઠરાવ તહોમતદારની સમક્ષ ૨૯ મી એપ્રીલ ૧૯૧૩ ના રોજ થયો હતો. નં૦ ૧૬/

તા૦ ૧-૬-૧૯૧૭.

(સહી) ફ્રેન્ક ઓલીવેરા.

નં૦ ૧૬/ નો ઉતારો.

તા૦ ૨૯-૪-૧૩.

રહેમતુલા ઈસ્માઇલ ત્રીજોરીવાળો આજ કૌંસિલ પાસે હાજર થયો હતો, ગયા રવીવાર તા૦ ૨૭-૪-૧૯૧૩ ને દીને કૌંસિલના નોંધમાં જે ઠરાવ થયો છે તે મુજબ તેને એટલે રહેમતુલા ઈસ્માઈલ ત્રીજોરીવાળાને કૌંસિલે પુછયું હતું કે તે કૌંસિલના હુકમને તાબે થાય છે કે નહિ તેનો એણે જવાબ આપ્યો કે કૌંસિલના મજકુર હુકમને તાબે થતો નથી તેથી કૌંસિલે તેને ઘણું સમજાવવાની કોશેશ કરી પણ અંતે તે કૌંસિલના હુકમને કોઈબી રીતે તાબે થયો નહિ અને એ હુકમને તાબે થવા તેણે સાફ ના પાડી હતી તેથી હાજર રહેલા કૌંસિલના સરવે સભાસદોએ એકમતે તેને ન્યાતબહારની સજા કરી હતી અને હમેશ જમાતના રવૈયા પ્રમાણે આપણી જમાતને ખબર આપવાને સાદ ફેરવવાને તથા જમાતખાનામાં તથા કાંદી મહોલ્લામાં પણ ખબર આપવાને કૌંસિલે ઠરાવ કર્યો હતો.

સમયને અભાવે કામ આગળ તા૦ ૮ ઉપર મુલતવી સાંજના ૩-૩૦ તા૦ ૬-૬-૧૭.

(સહી) એફ. એ.

## મી૦ બેપ્ટીસ્ટા તરફથી હાજી મુખી લાડકની વધુ ઉલટ તપાસ:

રહીમભાઇ મોલુ અને બીજાઓની અરજી હું રજુ કરૂં છું ન્યાતબહારના કામમાં તેનો પણ આધાર લેવાયો છે.

અરજીની તારિખ ૨૬ મી નવેમ્બર ૧૯૧૨ છે. નિશાની નં૦ ૧૭/.

નં૦ ૧૭/– નો ઉતારો.

મુંબઈ ૨૬ મી નવેમ્બર ૧૯૧૨.

ખોજા શિયા ઇમામી ઈસ્માઇલી કૌંસિલ જોગ,

મુંબઈ.

મહેરબાન સાહેબો,

તમને લખેલી અરજ એ છે જે આજે આ સાથે "ઇમામી ઈસ્માઇલી ભાઇઓ" ના મથાળાવાળું એક હૅન્ડ-બીલ મોકલ્યું છે. મજકુર હેન્ડબીલ ૨ જી નવેમ્બર ૧૯૧૨ ના રોજ છપાયાં અને જાહેર વહેંચાયાં હતાં. સદર હૅન્ડ-બીલ રહેમતુલા ઇસ્માઇલ ત્રીજોરીવાળા તરફથી વહેંચાયાં હતાં.

હવે અમારી એ અરજ છે જે સદર હેન્ડબીલ ખોજા રહેમતુલા ઈસ્માઇલ ત્રીજોરીવાળા તરફથી ખોજા શિયા ઈમામી ઈસ્માઈલી કૌંસિલના પેટા કાયદાના નિયમ (૩૭) ઉપર પ્રગટ થયાં છે. તેથી મહેરબાની કરીને નીચે સહી કરનારાઓને નીચે જણાવેલે તમને ઠેકાણે આનો ખુલાસો આપશો. હાલ એજ અરજ.

આપના સેવકો,

(સહીઓ) રહીમભાઈ મોલુભાઈના યાઅલી વાંચજો.

રહેમતુલા લાલજી દેવરાજના યાઅલી વાંચશો.

મામદ પરધાનના યાઅલી વાંચશો.

(આગળ જુબાની ચાલુ)

જ્યારે તહોમતદારને ન્યાતબહાર કર્યો ત્યારે કૌંસિલની સભામાં હું ન હતો. જ્યારે કૌંસિલે ૨૭ મી એપ્રીલ ૧૯૧૩ ના રોજ સભા ભરી ત્યારે પણ હું હાજર ન હતો. મને ખબર છે તે પ્રમાણે તો આ સભાઓમાં કાંઈ આધાર નોંધાયો ન હતો. રેકોર્ડમાંથી એમ નથી લાગતું કે અરજી નં• ૧૭/. ઉપર સહી કરનારાઓમાંથી કોઈપણ હાજર હોય.

નં૦ ૧૪/. બતાવ્યું. આ નિશાનીમાં ૪ થા કોલમ સામે વાંધો છે. છેલ્લા પેરાનો ભાવાર્થ હું તદ્દન સમજી શકતો નથી. તે જમાલભાઈ મેઘજીના વાએજ સામે ફરિઆદ છે. તેણે અનિતિમય વાએજ કર્યું હતું એવી તે ફરિઆદ છે. પાછળના કાગળમાં આનો ખુલાસો કરેલ છે. જેણે મને ઉશ્કેર્યો તે કાગળ તેજ હતો. તે કાગળ શોધી કાઢવા હું શક્તિમાન થયો નથી.

'રતન દઈને રતન લેવાથી' તહોમતદાર સમજે છે કે જમાલભાઇ મેઘજી કહેતો અને માનતો કે જો તમે પૈસા ભરીને ગેરકાયદેસર સંભોગથી છોકરું મેળવો તો તે હરામ કહેવાય નહિ. તહોમતદારના આ કહેવા ઉપર કૌંસિલે તપાસ કરી. આ બાબત કૌંસિલે તપાસ કરી હોય તો તેની મને ખબર નથી એમ હું હવે કહું છું. કૌંસિલ તરફથી તહોમતદારને બોલાવવામાં આવ્યો. તે આવ્યો. તેને 'અમલદારો અને ધર્મ' સંબંધી કંઈ પણ જાહેર નહિ છાપવા વિનવવામાં આવ્યું. તે પ્રમાણે કાંઇ પણ લેખી વચન આપવા તહોમતદારે ના પાડી. અમારા દફતરે જમાલભાઇ

મેઘજી સંબંધી કાંઈ હકીકત નથી. તહોમતદારે કૌંસિલને લખેલો ૨૮ મી એપ્રીલ ૧૯૧૩ નો કાગળ હું રજુ કરૂં છું. નં૦ ૧૮/.

નં૦ ૧૮/. નો ઉતારો.

મુંબઇ તા૦ ૨૮-૪-૧૩.

હમામી ઈસ્માઈલી કૌંસિલ જોગ,

મુંબઈ.

હું નમનતાઇથી અરજ કરૂં છું જે આપ સાહેબોને અરજી કીધી હતી જે મારા માથે શું બાબતનો કેસ છે તેનો ખુલાસો આપ સાહેબ પાસે માગ્યો હતો. પરંતુ આપ સાહેબે એ ખુલાસો મોકલ્યો નહિ. અને આપ સાહેબોના માણસે ફકત એટલું કહ્યું કે તમારા માથે ત્રણ કેસ છે. એક રહેમતુલાભાઈ લાલજીની ફરિઆદી છે. બીજી રહીમભાઇ મોલુની ફરિઆદી છે અને ત્રીજી મામદભાઈ પ્રધાનની ફરિઆદી છે.

અમે પુછ્યું કે શું બાબતની ફરિઆદી કીધી છે ? તો કૌંસિલના માણસે કહ્યું કે મને ખબર નથી. બીજું ગયા આતવારને દિવસે મારો કૌંસિલમાં કેસ હતો. પરંતુ ઉપરના વાદી કોઇ હાજર નહિ હતા. ઉપરના કેસ વાસ્તે મને બોલાવ્યો હતો. તે કેસને પડતો મુકી અને ગેરકાયદે અગાઉથી મને ચેતવ્યા વગર મારા 'રહેમતઅલા' પેપરના વિષેનો સવાલ એકાએક હાથમાં લઇને આપ સાહેબોએ કામ ચલાવ્યું, તે બાબતમાં કોણ ફરિઆદી છે તેનો પણ ખુલાસો મને

કીધો નહિ. અને આપ સાહેબોએ એકાએક હુકમ કીધો કે તારૂં પેપર બંધ કર. તે પછી અમે સવાલ કીધો કે પેપરમાં શું લખાણુ વાંધા ભરેલું છે તે મને દરશાવો. તેના જવાબમાં કૌંસિલે કહ્યું જે નાતની ઉઘાડ કરો છો. તેથી. તેના જવાબમાં અમોએ કહ્યું જે શું નાતની ઉઘાડ છે તે કાઢી આપો. મેં જે છાપેલ છે તે ગરિબ ઇસ્માઇલીઓને અમલદારો આપખુદીના હુકમથી હેરાન અને પાયમાલ કરે છે તે બાબત છાપી છે. તેના જવાબમાં કૌંસિલના સેક્રેટરી દાકટર સાહેબે કહ્યું કે તમને નહીં પરવડતું હોય તો નાતમાંથી નિકળી જાઓ. તેના જવાબમાં અમે કહ્યું કે હું તમારા કપાળનો કોઢ છું જયાંસુધી ઈમામી ઈસ્માઇલીનો પંથ છે ત્યાંસુધી હું બહાર નીકળીશ નહિ. અને કાયદેસર હું કામ લઇશ. મારા પેપરમાં આપણા હાજર ઇમામના ફરમાન વિરૂદ્ધ કાંઈ લખાણુ છેજ નહિ. અને આપણા ઇમામી ઇસ્માઇલી ધર્મ વિરૂદ્ધ પણ લખાણુ છેજ નહિ. પરંતુ જે અમલદારો
* આપખુદીના હુકમ અને આપણા હાજર ઇમામના કાયદા વિરૂદ્ધ જે કામ કરે છે તેઓનાં કામ બહાર પાડું છું કે અમલદારો આળસ કરી અને નાતના અંધેર કારભારની તપાસ લેતાજ નથી તેજ બાબત હું પેપર કાઢું છું. ફરીથી આપ સાહેબોનું ધ્યાન ખેંચું છું, કે આપણા હાજર ઇમામના ફરમાન વિરૂદ્ધ કાંઇ લખાણુ છેજ નહિ અને આપણા ઇમામી ઇસ્માઈલી ધર્મ વિરૂદ્ધ કાંઇ લખાણુ છેજ નહિ. અને આપ સાહેબો જયાંસુધી ધર્મ વિરૂદ્ધ અથવા આપણા હાજર ઈમામના ફરમાન વિરૂદ્ધ મારા પેપરમાં લખાણુ સાબિત નહી કરશો ત્યાંસુધી આપ સાહેબો મારે માથે કાયદા વિરૂદ્ધ

આપખુદીના હુકમથી કાંઈ કરી શકોજ નહિ અગર કરશો તો તેના જોખમદાર આપ સાહેબો છો.

શી० (સહી) રહેમતુલા ઈસ્માઈલ ત્રીજોરીવાળાના વાઅલી મદદ વાંચજો.

( આગળ જુબાની ચાલુ )

૪ થી ડીસેમ્બર ૧૯૧૨ ના લખેલા, એક પ્રમુખને અને બીજો કૌંસિલને, બન્ને કાગળો હું રજુ કરું છું. તે કાગળો નં૦ ૧૭/. માં સહીઓ કરનારાઓના છે. બન્નેનો નં૦ ૧૯/.

નં૦ ૧૯/. ના ઉતારા.

મુંબઈ ૪ થી ડીસેમ્બર ૧૯૧૨.

ખોજા શિયા ઈમામી ઈસ્માઇલી કૌંસિલના પ્રમુખ સાહેબ જોગ, મુંબઈ.

માનવંતા સાહેબ,

લખેલ અરજ આ છે કે અમો નીચે સહી કરનારાઓએ રજીસ્ટર્ડ પોસ્ટ મારફતે ખોજા શિયા ઇમામી ઈસ્માઈલી કૌંસિલને ૨૬ મી નવેમ્બર ૧૯૧૨ ને દિવસે એક અરજી મોકલી હતી. પણ આજ સુધી તેનો ખુલાસો અમને મળ્યો નથી. તેથી અમે આશા રાખીએ છીએ કે આપ સાહેબ તપાસ કરીને ખુલાસો મોકલશો. હાલ એજ અરજ.

આપના સેવકો,

રહીમભાઈ મોલુભાઈ.

રહેમતુલા લાલજી.

મામદ પરધાન.

મુંબઇ, ૪ થી ડીસેમ્બર ૧૯૧૨.

ખોજા શિયા ઇસ્નાઅશરી ઇસ્માઈલી કૌંસિલ જોગ,

મુંબઈ.

મહેરબાન સાહેબો,

લખવા અરજ આ છે કે આજસુધી અમારી અરજી તા૦ ૨૬ મી નવેમ્બર ૧૯૧૨ નો ખુલાસો અમોને મળ્યો નથી. તેથી અમારૂં ધારવું છે કે કદાચ સેક્રેટરી તેને બોર્ડપર રજુ કરવી ભુલી ગયા હોય કાંતો તેમાં ઢીલ થઈ હોય. મહેરબાની કરીને તેનો તપાસ કરી ખુલાસો આપસાહેબો મોકલશો. હાલ એજ અરજ.

આપના સેવકો,

રહીમભાઈ મોલુભાઇ,

રહેમતુલા લાલજી,

મામદ પરધાન.

( આગળ જુબાની ચાલુ )

નિંદા અથવા બીજા કોઇ ગુન્હા માટે કાયદાની અદાલતમાં કૌંસિલે તહોમતદાર ઉપર કાંઇ કામ લીધું નહિ મારા જાણવા પ્રમાણે ઇસ્માઈલી અમલદારો એ તહોમતદારપર કોર્ટમાં કાંઈ પગલાં ભર્યાં નથી.

'રહેમતઅલા' માં કૌંસિલની કાંઈ નિંદા હોય તેમ મને સાંભરતું નથી. ઘણે ભાગે હું તે પત્ર વાંચતો નહિ.

તહોમતદારને પત્ર બંધ કરવાનું કહેવામાં આવ્યું ન હતું પણ 'અમલદારો અને ધર્મ' વિરૂદ્ધ કંઈ પણ નહિ

છાપવા કહેલું. 'રહેમતઅલા'માં ધર્મ વિરૂદ્ધ લખાણુ મારા જોવામાં આવ્યું ન હતું.

ખોજાને માટે તો ન્યાતબહાર તે એક ગંભીર બાબત છે. ન્યાતબહાર થએલો જમાતખાનામાં બંદગીમાં ભાગ લઇ શકે નહિ. મરણુ પહેલાં કે પછી કામડીઓ તેનાપર પવિત્ર જળ છાંટે નહિ. અમે એમ માનીએ છીએ કે પવિત્ર જળ છાંટવાથી બધાં પાપની માફ મળે છે. તેના મડદાપર દફન વખતની ક્રિયા ન થાય.

ઇસ્માઇલીઓ અને બારભાયાઓ વચ્ચે લગનની છુટ નથી તેમજ ન્યાતબહારવાળા જોડે પણુ જુના રિવાજ પ્રમાણે છુટ નથી. ઈસ્માઇલી અને બારભાયા વચ્ચેના કોઈ લગનની છુટ અમે આપી નથી. ડૉ૦ ગુલામહુસેન કરીમની દીકરીને બારભાયા સાથે પરણુવાની છુટ અમોએ આપી ન હતી. લગન સાથે કૌંસિલને કાંઇજ લેવા દેવાનું હોતું નથી. તે કામ મુખી કામડીઆનું છે. કોઈપણુ ઇસ્માઇલી પરણે તે પહેલાં કૌંસિલના પરવાનાની જરૂર રહેતી નથી. કોઇ પણુ લગ્ન થાય તે પહેલાં મુખી કામડીઆએ રજા આપવી જોઈએ. મને ખબર મળી છે કે પરણ્યા પહેલાંજ ડૉ૦ ગુલામહુસેનની દીકરીનો વર ઇસ્માઇલી થયો હતો. હું લગનમાં ગયો ન હતો. મુખી કામડીઓ હાજર હતો.

પોતાના ન્યાતબહારના (ઠરાવ) સામે તહોમતદારે આગાખાન સાહેબને અને કૌંસિલને અપીલ કરી હતી. કૌંસિલે તહોમતદારનો કાગળ ફાઇલે ચઢાવ્યો.

તહોમતદારે પોતાના પરના કામની નકલો માગી હતી. તે ન્યાતબહાર હતો તેથી તેને ના કહેવામાં આવી. તહોમતદારના ન્યાતબહાર વિષે આગાખાન સાહેબને કૌંસિલે રિપોર્ટ કર્યો ન હતો.

## આગાખાન સાહેબને લખેલા—

હું તહોમતદારનો તા૦ ૯ મી ઑગસ્ટ ૧૯૧૩ નો કાગળ રજુ કરું છું.

નં૦ ૨૦/ તહોમતદારનો ૭મી નવેમ્બર ૧૯૧૩ નો કાગળ હું રજુ કરું છું.

નં૦ ૨૧/ તા૦ ૮મી જાન્યુઆરી ૧૯૧૪ નો તહોમતદારનો કાગળ હું રજુ કરું છું.

નં૦ ૨૨/ સોલીસીટરો મેશર્સ એદલજી ગુલાબચંદ વાડિઆ ઍન્ડ કો૦ મારફતનો તહોમતદારનો તા૦ ૧૩મી ડીસેંબર ૧૯૧૬ નો કાગળ હું રજુ કરું છું.

નં૦ ૨૩/ ૪થી નવેમ્બર ૧૯૧૬ નો કાગળ રજુ કરું છું. નં૦ ૨૪/

નં૦ ૨૦/ નો ઉતારો.

મુંબઈ તા૦ ૯મી ઑગસ્ટ ૧૯૧૩.

રહેમતુલા ઈસ્માઈલ ત્રીજોરીવાળા,

ત્રાંબાકાંટા, પાયધોની.

હીઝ હાઇનેસ આગાખાંહમદ સુલતાન,

લંડન.

હાજર ઇમામ,

**કહેવત,** કહું તો કહ્યું ન જાય, કહ્યા વગર રહ્યું ન જાય, કહું તો અમલદાર ગુસ્સે થાય, ન કહું તો ઇસ્માઇલીઓ હેરાન ને પાયમાલ થાય. હાજર ઇમામ! હું અરજી કરનાર ગરિબ ઈસ્માઈલી રહેમતુલ્લા ઇસ્માઇલ ત્રીજોરીવાળાનો મુજરો કબુલ કરશો.

મને મુંબઈની કૌંસિલે હુકમ કીધો કે તારૂ છાપુ બંધ કર. તેના જવાબમાં મેં કૌંસિલને કહ્યું કે છાપામાં શું લખાણ વાંધા ભરેલું છે? તેના જવાબમાં કૌંસિલે હુકમ કીધો કે છાપું બંધ કર નહિ તો તને ન્યાતબહાર કરીશું. તેના જવાબમાં મેં કૌંસિલને કહ્યું કે જ્યાંસુધી વાંધા ભરેલું લખાણ સાબિત નહીં કરો ત્યાં સુધી હું છાપું બંધ કરી શકતો નથી.

મારી એક પણ ભુલ કાઢયા વગર મને ગેરકાયદે અને આપખુદી હુકમથી કૌંસિલે ન્યાતબહાર કીધો છે.

તે પછી મેં કૌંસિલને અરજ કીધી કે મારા કેસના ચુકાદાની નકલ મને આપો. તેનો જવાબ કૌંસિલે મને આપ્યો નહિ. તે પછી મેં બીજી અરજી કૌંસિલને કીધી કે મારા કેસના ચુકાદાની મને નકલ આપો. તેનો જવાબ આજ દિ સુધી મને કૌંસિલે આપ્યો નથી. તેથી મારે દીલગિરી સાથે આપ હાજર ઇમામને અરજી કરવી પડી છે.

**[ કેસનો બીજો ભાગ છપાય છે. ]**

# તાળાં, કળો ખરીદનારને યાદી.

બહારના દેખાવથી તાળું મજબુત છે એમ કોઈથી પણ કહી શકાયજ નહી. તાળાની મજબુતાઇ અંદરના મશીન કામની ઉપર છે. દાખલા તરીકે એક તાળામાં કામ ચલાઉ મશીન ચાલું કીધું હોય અને બીજા તાળામાં ચોકસ મજબુત ચાલું કીધું હોય તો કામમાં અને કીંમતમાં ત્રણ ગણો ફરક થાય છે. તાળા ખરીદનારની સામે બેઉ તાળા મુકયા હોય તો ઘરાક શું સમજી શકે કે આ તાળું મજબુત છે કે પેલું તાળું મજબુત છે, ઉપલા કારણથી બજારોમાં મજબુત તાળા કોઈ વેચી શકેજ નહી. અમારી દુકાને આવશો તો તાળાનાં અંદરના મશીનના ખુલ્લેખુલ્લા કામની ઘરાકને સમજણુ આપવામાં આવશે.

## ત્રીજોરીઓ ખરીદનારને સૂચના.

ત્રીજોરીઓ ખરીદવાની આગાઉ અમારી દુકાને આવશો તો ત્રીજોરીનો ડબો ખોલીને અંદર કામ કેવું હોય તો મજબુત ત્રીજોરી થાય. તેની સમજણુ ત્રીજોરીના કામને લગતી ઘરાકને ખુલ્લેખુલ્લી આપવામાં આવશે. અમારી દુકાને આવ્યા પછી બહારથી ત્રીજોરીઓ ખરીદ કરશો તો ઠગાશો નહી. કારણુ કે બારથી ત્રીજોરીઓ જોવામાં એકજ સરખી તેમજ વજનમાં પણ એકજ સરખી અને કામમાં અને કીંમતમાં ત્રણ ગણો ફરક રહે છે.

વધુ ખુલાસા માટે ભાવનું કેટલોગ મંગાવો.